સંગીત — સચિત્ર

# અભાગીની લક્ષ્મી

— એક —

" આર્ય–બાળવિધવા "

પ્રાગટ –હરીલાલ [illegible] ઠક્કર   શ્રી નવજીવન પુસ્તકાલય

ગાંધી રોડ, શ્રીકૃષ્ણ મંદિરની બાજુમાં–સુરત

પણ શું કરૂં? લાચાર છું [illegible] કરી શકતો નથી,
[illegible]માં નિવના સહ લક્ષ્મી' વરી શકતો નથી
પ્રયોજક – "પુષ્પ"   (વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬)

—ॐ—

શ્રી સરસ્વત્યૈ નમ

# અભાગીની લક્ષ્મી.

—:એક:—

# "આર્ય બાળવિધવા."

(હિન્દુ-સંસારનો એક હૃદયદ્રાવક ચિતાર !)

પ્રયોજક -"પુષ્પ"

અણુસમજુ દશની બાલીકા બત્રીસનો બીજવર પતિ,
બાંધે ગ્રંથી સાથે મિઠળ હે દશ ! એની સન્મતિ

*

દશ બાર કે વય તેરમાં વિધવા બને જ્યાં બાળકી,
છુપા અનાચારો કરે, આશ્ચર્ય શું એમાં પછી !



પ્રકાશક—

**હરિલાલ જીવણલાલ ઠક્કર.**

**"શ્રી નવજીવન" પુસ્તકાલય**

ટાવર રોડ-સુરત

પ્રથમાવૃત્તિ સંવત્ ૧૯૮૧ પ્રત ૨૦૦૦

**મૂલ્ય રૂ. ૦-૮-૦**

# મ્હારા દેશની

પવિત્ર આર્ય-બાળવિધવા બ્હેનો !
કે જેઓ મહિયરમા માબાપ ! અને ભાઇ ભોજાઇઓને !
સાસરવાસમા સાસુ, સસરા, અને નણુદ, જેઠાણીઓને !
ભારે પડી, શ્વાન-સમાન હડધુત થઇ, અખિલ
જીવનભર આસુડા વહાવે છે,

હિન્દુ-સંસાર ઉપર અભિશાપ વરસાવતી, નિશ્વાસ મૂકતી ત્રાસી, કમ્મી, કંટાળી, છેવટ આપઘાતનુ મહાન પાપ વ્હોરે છે, અથવા તો અનીતિ અને અનાચારના અધમ પથે ઉતરી અનિચ્છાએ કુળ, કૂખ, કીર્તિ અને નામ બોળી, શિયળધર્મ ચૂકી, દિન પ્રતિ દિન અઘોર પાપના ખાડામા ઉંડી ને ઉંડી સરકતી જાય છે,

એવી ! અન્યાય પામેલી ! પાપીની ઠરેલી !
અભાગીનીઓના કરકમળમા
આ એક પ્રેમભીના પવિત્ર-હૃદયનુ
— અશ્રુબિન્દુ —
આસુભરી આંખે અર્પણ !

"પુષ્પ."

# “ એ બોલ ”

૫૦



**પવિત્ર વાચક !**

**જો તું પુરૂષ હોય તો !**

શ્રી **રામચંદ્ર**ની માફક એક પત્નીવ્રત ધારી રહેજે ! હારા પુત્રપુત્રીઓને સાવકીના સ્નેહ નીચે ન ઉછેરીશ. ન્હાના સંતાનોને નાદાન વયમાં ન પરણાવીશ. જો મૃત્યુ પહેલાં મોક્ષાધિકારી થવું હોય, તો પુત્રની પાછળ લાખોનો વારસો મૂકી જતાં પ્હેલાં ! વિદ્યા ! આપકમાઈનો સદ્ગુણ ! અને શુભ સંસ્કાર તેના હૃદયમાં ભરી જજે ! પુત્રી સુખી થઈ તને જીવનભર સંભારે, એવું સહૃદય સાસરૂં ! અને યોગ્ય સદ્ગુણી સ્વામીના હાથમાં સુતાનો હાથ સોંપતો જજે.

**જો તું સ્ત્રી હોય તો !**

માબાપની યા દૈવની મરજીને લઈ ન્હાનપણમાંજ વૈધવ્ય દશાને પ્રાપ્ત થાય, તો અખંડ કૌમાર્યવ્રત, નિર્મળ વૈરાગ્યવ્રત પાળી, સાદું જીવન ગાળી, વિષયવાસનાઓને દબાવી ઇંદ્રિયનિગ્રહ કરજે. તેમ નહિ બને, અને તું જો અક્ષતયોનીની બાળવિધવા હોય તો પુનર્લગ્નને પંથે પગલું ભરજે. કુળ, કુટુંબ, અને કીર્તિને કલંક લાગે એવું કરતાં ડરજે. આ જન્મમાં વૈરાગ્ય-તપશ્ચર્યા કરી પુનર્જન્મને માટે સુન્દર ભાવિ ઘડજે.

હું પુનર્લગ્નની પ્રણાલીનો વિરોધી છું, યાને બીજી રીતે કહું તો નાતરાં ! એને હું ઘૃણાની દૃષ્ટિએ જોઉં છું. એક મરે, બીજો, અને બીજો મરે ત્રીજો ધણી કરવો ! એ પ્રથા સદંતર ધિક્કારના લાયક છે. બબ્બે બાળકોની માતાઓ નાતરે જાય ! ફારગતી આપે ! એ બધું

વિષયવાસનાને ઉત્તેજન દેવા જેવું છે પુરૂષો પણ એક મરે, બીજી, અને બીજી મરે ત્રીજી ! એટલુંજ નહિ પરન્તુ એક સાથે બબ્બે ત્રણ ત્રણ ( એક જાતની હોવા છતાં તેની ઉપર ) સ્ત્રીઓ કરે ! એમાં વિષયના દાસ-કામના કીડા થવા સિવાય બીજું શું છે ? પતિ તેમજ પત્ની ઉભયને માટે એકજ પત્નીવ્રત ! અને એકજ પતિવ્રત ! જીંદગી ભર જરૂરનું છે

પરન્તુ પ્રત્યેક નિયમમાં અપવાદને સ્થાન હોય છેજ ન્હાના ન્હાના બાળકો મૂકી સ્વર્ગસ્થ થનાર પ્રિયાનો પ્રિયતમ ! સંસારસુખમાં પરણતાની સાથેજ પત્નીહીન થનાર પતિ ! પુનર્લગ્ન કરે, તો તેમને છૂટ હોવી જોઇએ

પરન્તુ ચાર ચાર વાર મડાઇ, રંડાઇ ચૂકેલા, લાકડીનો ટેકો દઇ માંડ માંડ ચાલતા આખરી અવસ્થાએ પ્હોંચેલા, દાંત વગરના, શ્વેતકેશી વૃદ્ધ વરરાજાઓ પોતાની સાઠ સાઠ અને સીત્તેર સીત્તેરની જયન્તિએ બાર બાર અને સોળ સોળ વરસની સુકુમાર કુમારિકાઓના ભવ બાળવા તૈયાર થાય, એનો હદ થઇ ગઇ તદુપરાંત આવા મશાણના મુડદાઓ સાથે મિલન સાધવા તૈયાર થતા હૈયાફૂટા કન્યા વિક્રયી કસાઇ માતાપિતાઓને તો કેહવુંજ શું ?

હવે વિધવાવિવાહનો સવાલ રહ્યો પતિનું સુખ ભોગવી ચુકેલી, એક કે એથી વધુ બાળકોને જન્મ દઇ માતૃત્વપદ ધારણ કરી ચૂકેલી, ઉચ્ચ કોમની યુવા, પ્રૌઢા રમણીઓને તો અવશેષ જીવનભર અખંડ વિધવાવ્રતનુંજ પાલન કરવું રહ્યું જો તેઓ પુનઃ પરણે, તો પછી બાજારી વેશ્યામાં અને તેમનામાં કશોજ ફેર રે'તો નથી કેવળ એટલેજ કે વેશ્યા એક દિવસમાં એકથી વધુને વરી પોતાની નીચ વિષય-વાસના પૂર્ણ કરે છે, જ્યારે આવી વિધવાઓ એક જન્મમાં !

તે છતા પણ આવી વિધવા સ્ત્રીઓ સયમ અને ઇન્દ્રિયદમન ન કરી શકે, અને લોકનિન્દાથી ડરી જગતને ખૂણેખોચરે અનાચારી કૃત્યો કરી, બાળહત્યા જેવા ભયાનક દુકર્મો કરે ! આખી સમાજને વગોવી ! ઝેરી ચેપી રોગ ફેલાવે ! એથી તો નઓ જાહેર વિરોધી બની, લોકનિન્દાને તુચ્છકારી ઘર માડી બેસે ! એનેજ હુ પસદ કરૂં કારણ ? એ રેડ–ડેન્જર–સીગનલ (ભયસૂચક લાલ–દીવો) સમાજના અન્ય સભ્યને આઘેથીજ અટકાવે છે ! જ્યારે પેલા છૂપા પાપો તીન પ્રતિ દિન સમાજનુ થડ અદરથી કોલી ખાય છે

જેણે સાસરાનો ઉબરો સરખો ન જોયો હોય ! સ્વામીનુ મુખ આડા અતરપટેથીજ જોઇ સતોષ વાળ્યો હોય ! પતિ–સસર્ગ પતિ–સભાષણ, અને પતિ–પ્રેમમા પગનુ સરખુયે ન ભર્યુ હોય ! અર્થાત્ નાદાનીમાજ પરણી નાદાનીમાજ રાડી હોય ! મડપમાથીજ જેનુ સૌભાગ્ય કુમકુમ ભુસાઇ ગયુ હોય ! એવી અક્ષતયોનીની અજાન નાદાન બાળરાડોને ! આખુ ભરતી આય વિધવાઓને ! માટે તો પુનર્લગ્ન અવશ્ય જરૂરીજ છે

એવી બાળવિધવાઓ સસારસુખથી વનચાઇ મહિયર શ્વસુરના ત્રાસથી મુઝાઇ પાપને પથે પગલે, માતાપિતાના નામ પર પાણી ફેરવે, આપઘાત અને બાળહત્યા જેવા ભયાનક દુકર્મો કરે ! અરે ! અધમ એવી વેસ્યાવૃત્તિ સ્વિકારી પરધર્મમા વટલી તેની અનુયાયીની બને । તો એમા કોનો વાક ! કોની ભૂલ ? કોનો દોષ ?

"કદાપી કોઈ પણ છોકરીના પુનર્લગ્ન નજ થાય" એવા ક્રૂર નારા વડનાર ! ન્યાતિના આગેવાન રાઠ ! એને અને ગન નપુસ્છની માફક આગળા થઇને વળગી રહેનાર, ચુસ્ત ધર્મભકતનો દાવો કરનાર ! ન્યાતીલા !

આને માટે સંપૂર્ણ જવાબદાર છે **પ્રભો** ! એમને આવા અન્યાયી અને નિષ્ઠુર ધારા નાબુદ કરવા શક્તિ ! અને સદ્બુદ્ધિ અર્પો

અફસોસ ! હાય ! હિન્દના સંસારમાં સાઠ વરસની વૃદ્ધ સાસુ સધવા હોય ! જ્યારે સોળ વર્ષની સુકુમાર યુવાન વહુ વિધવા હોય ! સાસુ સાડ સાડ પ્હેરી ઓઢી ન્યાતજાતમાં જમવા જાય ! દર્શન દેવે મ્હાલે, જ્યારે વહુ મળુ લુગડુ પ્હેરી ખુણામાં આંસુ વેરે ! ચાર ચાર પુત્ર પુત્રીઓની પ્રૌઢા માતા ચોટલો ચાંલ્લો કરી ત્રણ ત્રણ મણની મશરૂની તળાઇઓમાં નિરાતે પોઢે ! જ્યારે બાર તેર ને પંદર વરસની બાળવિધવા પુત્રીઓ રાત્રીભર સાથરે શયન કરે ! કેવો દયામણો અવતાર ! કેવો કઢંગો જમાનો !

**પ્રભો** ! અમારા દેશની આવી નાદાન, અજ્ઞાન, આર્ય બાલવિધવા બ્હેનોના અંતઃકરણમાં પવિત્ર ઇન્દ્રિયનિગ્રહની અમૃતવર્ષા રેડી ! પતિત થતી બચાવે ! અને આવી દયાજનક દુઃશામાંથી ઉદ્ધારે ! એજ અભ્યર્થના !

સંવત ૧૯૮૧

—કૃષ્ણ-જયંતી—

ભવદીય,

સાહિત્યપ્રેમી "પુષ્પ."

**ગમનલાલ હીરાલાલ બદામી.**

વાડીફળીઆ પગથીઆશેરી-સુરત

---

મુદ્રણાલય —શ્રી **અનાવિલ બન્ધુ** પ્રીન્ટીંગ પ્રેસ
મુદ્રક —**ગોવિંદજી ડાહ્યાભાઇ નાયક**
મુદ્રણસ્થાન —મરાનપુરી ભાગોળ, ભાજીવાળી પોળ-સુરત

—શ્રી—

# અભાગીની લક્ષ્મી.

—ઃએકઃ—

# "આર્ય બાળવિધવા."



(હરિગીત)

અફસોસ ! કે આ હિન્દુના સંસારનો ચિતાર છે,
રે ! એક હિન્દુ-બાળવિધવાના કરુણ ઉદ્દગાર છે
પ્રત્યેક પાને હાય ! એના હૃદયના નિશ્વાસ છે,
આદર્શ બ્રાહ્મણ-કોમનો આંસુ ભર્યો ઇતિહાસ છે

નિષ્ઠુર હિન્દુ-સમાજ અક્ષર એક એક ઉકેલજે,
વાંચી હૃદય ભિંજાય તો બે અશ્રુ-બિન્દુ વેરજે
આવી અભાગીની તણા જે કોઈ અંતર ઠારશે,
વૈધવ્ય-દુખડા ફેડશે જે તારશે ! ઉધ્ધારશે

માનવ નહીં પણ દેવ તે આશિષનો ભાગી થશે,
નિજ પૂણ્ય-કૃતમાં એક ઉત્તમ પરમ-કૃત નોંધાવશે
તેનું યશસ્વિ નામ જગ ! આ જીવનભર સંભારશે,
પરલોકમાં પણ પરમ એવી સદ્દગતિ તે પામશે

\+ + + +

શ્રી **સુર્યપુર** સોહામણું શોખીન સુન્દર શ્હેર છે
અલબેલી એ નગરી ઉપર **અખિલેશની** શુભ મ્હેર છે
સગ્ગા ભલે એ ભાઈ–બ્હેનોમા પરસ્પર વેર છે,
કિન્તુ હજુ લક્ષ્મી તણી અત્યન્ત લીલા લ્હેર છે
એ નગ્રમા શ્રીમાન નામે શેઠ **હીરાલાલ** છે,
કણબી તણી જ્ઞાતિ વિષે વિખ્યાત એક દલાલ એ
પુષ્કળ રળ્યા'તા શેઠ એ રેશમ તણા વ્યાપારમા,
છે એક કેવળ પુત્ર નિજ પરસુત્ર ને સતાનમા
ન્હાનો મૂકી એ પુત્રને માતા પળી પરલોકમા,
તાતે કીધો મ્હાટો પછી! પ્રાણેશ્વરીના શોકમા
દશનો થયો એ દીકરો માતે મૂકયો'તો સાતનો,
સ્વચ્છન્દ લાડીલો બન્યો મ્હોઢે ચઢેલો તાતનો

\+ \+ \+ \+

બહુ ન્યાતમા બાળકવયે આજે વિવાહો થાય છે,
કે કોમમા તો લગ્ન પણ ન્હાની વયે લેવાય છે
પરણાવવા નિજ પુત્ર, પુત્રી, બહુ અધીરા થાય છે,
લ્હાવા જમાઇ ને વહુના કૈંક લેવા ચ્હાય છે
વહુ લાવીને! સાસુ થવા, માતા ઘણી મલકાય છે,
વ્હેલો વરાવી પુત્રને આનન્દથી છલકાય છે
જેથી ઘણી બાલૂ બાળકો ફેળી વિષે ઝડપાય છે,
અજ્ઞાત બાલિકા તણા સસાર ઝેરી થાય છે

પરિણામ એવા બાળલગ્નોનુ ભયંકર થાય છે,
રે! કાગ-કોટે કેક કન્યારત્ન હા! બધાય છે
કૈ કર્કશા! વિદ્વાન કેરા ભાગ્યમા સર્જાય છે,
પ્રીતિ વિનાના લગ્નથી કંકાસ પેદા થાય છે

+ + + +

પાચની *વયમા **કિશોરકુમાર** ઝડપાયો હતો,
કીશોર વયમા પારણામાથી વિવાહ થયો હતો.
નાહ્નાનીમા વરરાજ થઇ, વય સાતમે ઘોડે ચઢયા,
પરણેલની પદવી અને પંક્તિ વિષે આવી પડયા
કન્યા વરસ અગીઆરની ઘરે ઇંટના ચણતી હતી,
ગુજરાતી ધોરણ પાચમુ (એ) **કમળાવતી** ભણતી હતી
એ બાપડી નિર્ધન પિતાની સદ્ગુણી બાળા હતી,
નિર્દોષ પણ સમજુ જગ સસારના આદર્શથી.
**કમળા-પતિ** જ્યારે! જુવો તો એકડો લખતા હતા,
કક્કો ચીતરતા! ઘુટતા શાળા વિષેજ જતા હતા
માબાપ ને શિક્ષક સહુ-સગાથ એ લઢતા હતા,
ભણવાનુ કે'તા ભાઇશ્રી ન્હાસી જતા, રડતા હતા
એવે **કિશોરની** માત આ સસારને છોડી ગઇ,
એ દેવના દરબારમા આણુ થતા દોડી ગઈ
જે કાળજી માતા તણી, કૈ અલ્પસ્વલ્પ, જતી રહી,
માતા જતા જે નામની પણ બ્હીક તેય જતી રહી

* રમતમા

**દશ વર્ષના પતિદેવ ને વય ચૌદની મ્હોટી વહૂ,**
**આવાં યુગલ જો શોધશો તો આજ પણ મળશે બહૂ**
માબાપ જે કન્યા તણા ! તે ઘર ઉપર મોહ્યા હતા,
વિદ્યા નહીં કે વર ! પરન્તુ અર્થ-ઘર જોયા હતા

વર્ષો ઉપર વર્ષો જતા પત્ની પતિ મ્હોટા થયા,
અગીઆર પંદરના પ્રમાણે દંપતિ આવી રહ્યા
**કુમળા** કિશોરી તે હવે યુવતી થવા આવી હતી,
ઘેરી યુવાની શાણપણ ! લજ્જા ! જરા લાવી હતી

ગુજરાતી શીખી સાત નિજ અભ્યાસને છોડયો હતો,
સઘળો સમય ઉમ્મર થતા ઘરકામમા જોડયો હતો
જ્યારે **કિશોરકુમારશ્રી** ભણવુ બધુ નેવે મુકી,
આખો દિવસ રમતો હતો પોતાની દોલત પર ઝૂકી

ન્હાનો હતો ન્હોતી ખબર ! ક્યારે લગન એનુ થયુ ?
કિસ્મત તણુ ચક્કર કયા મચ્યા સહે જોડાઈ ગયુ ?
માતા વિનાનો પુત્ર આ નહી કોઈને ગણકારતો,
સમજાવવા વચ્ચે પડે તે સર્વની સ્હામે થતો

દોલત અને મિલ્કત હતી મ્હોટી પિતાની પાસમા,
દુર્લક્ષ ભણવામા દીધુ એ દોઢીયાની આશમા
અફસોસ ! પણ એ મૂર્ખને કયા એટલી અક્કલ હતી,
કે –“કોઈની લક્ષ્મી નથી થઇ, તેમ થાવાની નથી”

+ + + +

એ આજ છે, કાલે નથી, ફરતી ફરે ફેરા બહુ,
લાખો કરોડોના ધણી પણ ખાખ થઇ નાઠા સહુ
લક્ષ્મી ત્રિભુવનમા કદી પ્રીતિ અચળ કરતી નથી,
હમ્મેશ માટે કોઇને એ ચચળા વરતી નથી
તેમા વળી શ્રી-સાથ **દેવી શારદાને** વેર છે,
સાક્ષર દિસે કગાલ જ્યારે અભણ ઊપર મ્હેર છે
નિર્ધન અને મૂર્ખો છતા પણ ભાગ્યમા માયા હતી,
સસ્કાર લાડીલા વળી ત્યા શુ રહે બાકી પછી ?

\+ + + +

ઉમ્મર વરસ અગીઆરની શાળા વિષે વીતી ગઈ,
તોપણ ન અક્ષર આવડયો, અફસોસ ! કે શીખ્યો નહિ
રમતો, રખડતો શેરીમા આખો દિવસ ખેલ્યા કરે,
ફદે પૂસાઇને ખુશામદખોરના ખીસા ભરે
શિક્ષક બિચારો શુ કરે ? આ મુર્ખથી કટાળીઓ,
સ્હામો થતો હી હી કરી પાછળથી લેતો તાળીઓ
કે'તો સદા ! "સાહેબ ! સેવકને ભણી શુ કામ છે ?
સતાન છુ હુ શેઠનો ને કાકરા સમ દામ છે"
"કક્કો લખે કોના કહો કિસ્મત-સિતારા ઊઘડયા ?
બારાખડી બોલ્યાથી બોલો કોણ ભવસાગર તર્યા ?
બી એ અગર એમ્ એ બનો આખર નસીબે નોકરી,
એથી ભલો વ્યાપાર ન્હાનો ખેડવો શાન્તિ ધરી"

"ઇતિહાસ ને ભૂગોળના થોથા વિષે છે શુ બળ્યુ ?
નાહક મગજમારી ! અરે ! આરોગ્ય-શોષક ટાહ્યલું.
શુ આજનુ આ અ'યયન ? અડધા કરે બે વર્ષમા,
ચિન્તા ! કરાવે ! ઊર આણે અણુગમો ઉત્કર્ષમા"

"ગાળે તનુના ગાત્ર ને આંખો તણા નૂરો હરે,
કરજોડી એ કેળવણીને વદન કિશોર ગુરુ ! કરે
આવા ગુલામી જ્ઞાનથી દાડો કશો વળતો નથી,
આ જાતના અભ્યાસથી હુન્નર કઇ મળતો નથી"

બ્હેકેલ ડાહ્યો બોલવામા (બાકી) આચરણુમા કાંઈ ના
ઉપદેશ આપે અન્યને પોતાથી સ્હેજ પળાય ના
**મ્હોડે ચઢાવો છોકરા બગડે જુઓ મ્હોટા થતાં,**
**વીવેક, માન, વડીલના અફસોસ ! કે નવ રાખતાં.**
સ્વચ્છન્દ થૈ બ્હેકી જઇ, આજ્ઞા કદી પૂછે નહિ,
મારી શિખામણ આજના અક્કરમીને રૂચે નહિ
આવક ન પૈની હોય ને ખર્ચે નવલશા-હીરજી,
અક્કલ જુઓ તો સ્હેજ ના ! ફરતા છતા ફક્કડ બની

હાર્યો કહીને બાપ કે'વાનુ પછી છોડી દીધુ,
"ભણશે ન તોપણ ચાલશે" મન એમ રહીં વાળી લીધુ
નિશાળનુ દઇ નામ નાહક શેરીમા રઝળ્યા કરે,
એથી ભલુ આવી દુકાને દીલ વ્યાપારે ધરે"

પણ બાપનુ આ માનવુ તે સર્વથા ખોટુ ઠર્યું,
નફ્ફટ કપૂતે મોજથી ધારેલુ પોતાનુ કર્યું
સાજે સ્હવારે ને બપોરે બાગમા ફરતો ફરે,
ખાવા પિવાના શોખમા હદપાર પૈસા વાપરે

પત્ની પધારી સાસરે ! ન્હોતી ખબર તેની રહી,
પરણ્યો અગર પોતે કુવારો ! તે કશુ જાણે નહી
ગિલ્લી અને દડા લઇ રમતો હતો એ એજ દી,
જે દિન પધારી'તી પ્રથમ એ સાસરે **કમળાવતી**

સરખા સખાની સાથમા એ શેરીમા રમતો હતો,
રસ્તે જનારા કૈકને ઉદ્ધત બની દમતો હતો
માથુ ઉઘાડુ વાળ મ્હોટા ગરદને વિખરાયલા,
ધોતી તથા પ્હેરણ વડે બે અગ છે ઢકાયલા

રે ! આજ માફક તે સમે નળ ઘેરઘેર નહી હતા
કૂવે, તળાવે, પાણીડા ભરવા નગરવાસી જતા
શ્રીમતની ગૃહીણી, સુતા, ને પુત્ર-વધૂઓ પણ જતી,
પનિહારી થાવામા પરમ પ્રત્યેક ગૌરવ માનતી

સસરા તણી આજ્ઞા લઇ **કમળા** કૂવે આવી હતી,
ગાગર શિરે પાણી ભરેલી એક શોભાવી હતી
સખીઓ સહીત શરમાળ વહુ મલકાતી ધીરી ચાલતી,
અનુમાનથી અકાય ઉમ્મર આશરે પદર હતી

લેતા **કિશોરે** દાવ ત્યા ફટ્કો લગાવ્યો જોરમા,
ગિલ્લી બરાબર ઊછળી વાગી ઘડાની કોરમા
એ ઠીકરાનો કુભ પળમા ભુસ્સ દઈ ભાગી ગયો,
ગમ્મત પડી ! રમનારની સાથે **કિશોર** ખૂબ હસ્યો
ત્યાતો સહુ સાથી મળી ! ઘેરી વળ્યા ગોળાટમા,
“આખર કરી ! આખર કરી ! કે’ બોલ સૌ શાબાશના”
રમનાર એમા એક કે જે સર્વથી મ્હોટો હતો,
બોલી પડ્યો **કમળાવતીનો** જે કઇક સગો થતો
“વા’ વા’ અલ્યા ! વા’ વા’ હવે રડવાની ત્હારી બાયડી,
સહુ મશ્કરી કરતા “જડીને ભાઇ ! બસ ! શુ એ જડી ?”
સસાર-નાટકનો પ્રથમનો ડ્રોપ ઉઘડ્યો જોરથી,
**કમળા** નટી રૂપે ગણો ! તો સૂત્રધાર **કિશોર** શ્રી*
નિર્દોષ નિર્મળને પતિનુ ભાન આ પ્હેલુ થયુ,
સસારનુ ને લગ્નનુ અજ્ઞાન અહીંયાથી ગયુ
શરમાળ **કમળા**ની સ્થિતિ (પણ) નિજ કાન્તના જેવી હતી,
અપરાધીની કૈદી બનેલી શુ ન યુવતી-વૃન્દથી !
કઇ મદભરી મધમાખીઓ ચોમેરથી વીટી વળી,
રસ્તા વિષે ઘેરી વિનોદી સહીઅરો ટોળે મળી
બોલી બટકબોલી **સુધા** “બા ! હાય ! આ તો હદ કરી,
જોને અલી ! તોફાની કેવો ? કાન્ત એનો છે **વરી** ?”

---

* શ્રીયુત

ત્યાં ટાપશી બીજી પૂરે, "એ તો કહુનૈયો કા'ન છે,
મહીની મટુકી ફોડી રાધાની શું સમજી ? સાન છે ?"
ત્રીજી વદી, "ના ના, અલી ! પનિહારી કમળા બ્હેન છે,
કા'ના કુંવરની બંસીનું ગોપાંગનાનેં ઘેન છે"

\+ + + +

ભિજાયલી ને ધ્રૂજતી હારી બિચારી આખરે,
શરમાઇને ભૂમિ પ્રતિ નિખેં ન મુખ ઉંચું કરે
"કે કે' જરી કૈં બોલ !" કહી ગોદા સખીઓ મારતી,
મૂકો મ્હને ! પજવો બળ્યું શું !" શર્મ-વશ ઉચ્ચારતી
ન્હાઠી પછી નિજ હાથ છટ્કાવી સહીઅર પાસથી,
કીશોર પણ ન્હાઠો સખાની મશ્કરીના ત્રાસથી
ન્હોતી ખબર કે શ્રીમતી આ સાસરે આવ્યા હતા,
નિજ તાત શુભ દિન જોઇ તેડી પુત્ર-વહુ લાવ્યા હતા
રે ! ચીર સૌ ભિજાયલા થર થર લતા સમ કંપતી,
સંજોગ એવો સાંપડયો સમજ્યા પરસ્પર દંપતી
એ બાઇ ને આ ભાઈનો ભેટો થયો ઘર-આગણે,
અણજાણતા અથડઈ પડયા ગભરાયલા બે બારણે.

**પન્દર વરસની પ્રેમદા પતિદેવ વય અગીઆરના,**
**કેવા કુજોડાના રીવાજો હિન્દુના સંસારમાં.**
**બાળા વરસમાં બારની સંતાનની માતા બને,**
**સત્તર વરસના તાત અવલોકો ! નિશાળોમાં ભણે.**

દશ, બાર કે વય તેરમાં વિધવા બને જ્યાં બાળકી,
છુપાં અનાચારો કરે ! આશ્ચર્ય શુ એમાં પછી ?
કાચી અને ન્હાની વયે જે જન્મ બાળક આપતી,
રોગિષ્ઠ ને અલ્પાયુષી તે થાય ! તો શકા નથી

\+ + + +

ન્હાનો પતિ ! મ્હોટી પ્રિયા પદર વરસની સુન્દરી,
તેમા વળી કે'વાય શુ કે "છે ઉકરડા છોકરી"
વધતા ન લાગે વાર એને બ્હેન જેવી લાગતી,
સ્વપ્નેય પત્ની ને પતિની કલ્પના નહિ આવતી

એ સત્ય છે કે ગ્રામ્ય-કન્યા નચબાળાથી જરી,
દેખાવડી, બાધી દડીની હોય નમ્ર કહ્યાગરી
શુ આ હશે અર્ધાગના ? કીશોરને શકા પડી,
ન્હાના પતિના ધ્યાનમા આવી ન મ્હોટી બાયડી.

થોડા દિવસથી તાત પોતાના નવી-બા લાવવા,
બીજી વખત લઈ લગ્ન વરરાજા બનીને મ્હાલવા.
ચાળીસ વરસે ઘર ફરીથી માડવા કે'તા હતા,
કૂળગોરની કન્યા વિષે છૂપી સલા' લેતા હતા.
'તે તો કદાચિત્ હોય ના" શકા ઉરે એ ઉદ્દભવી,
એકાતમા પૂછ્યુ પિતાને "માત શુ લાવ્યા નવી ?
આ બ્હેન બાપા કોણ છે ? કયારે પધાર્યા ? કયા રહે ?
લાવ્યા નવી-બા શુ તમે ? દરરોજ કે'તા'તા મ્હને"

સંગીત

# જળસમાધી

સચિત્ર

વા

## દેવી શારદા

શ્રી નવજીવન પુસ્તકાલય તરફથી



શા ઉત્તમલાલ છગનલાલ ટાવ-રોડ, સુરત

મુમઈની ચોપાટીના અદ્ભુત રહસ્યો દર્શાવતી કથા જરૂર મગાવો.
પોસ્ટેજ સાથે ફક્ત ૭ આનાની ટીકીટ બીડો

(સચિત્ર) **વીર–કુણાલ** (ગદ્ય–પદ્યમા)

થોડાજ વખતમા — યાને — છપાઇને બહાર પડશે

## " વિષયાંધ માતા "




શ્રી 'નવજીવન પુસ્તકાલય' ટાવર રોડ—સુરત

પ્રકાશક—ચુનિલાલ છ ખુબચંદ ઠક્કર (પૃષ્ટ ૨૮૦) માં આઠ સુન્દર ૬૩ (ચિત્રો)

પ્રયોજક "પુ. સ." મુલ્ય રૂ ૦-૧૨-૦

(સસાર-રામાયણુમા લગ્ન અને પ્રેમ નામક દિવ્ય કાડો પણુ છે એ સુત્રનુ ભાન **કિશોરને** અહીંજ અશમાત્ર પ્રથમ થયુ અહીથી **કિશોરે** પોતાનુ જન્મ-વૃત્તાત પોતેજ લખ્યુ છે)

શબ્દો સુણી મ્હારા પિતા ! મુખચદ્ર મમ નિર્ખી રહ્યા,
જ્વાળામુખી ફાટયો ન જાણે હોય ! ત્યમ વિસ્મય થયા
જોતા પિતાની મુખ-દશાના ભાવ હુ સમજી ગયો
અજ્ઞાન અધારૂ જતા પ્રકે અતિ લજ્જીત થયો

બોલ્યા પિતા "બેટા ! સમજ ત્હારી વહૂ એ થાય છે,
**'કુમળા'** મધુરૂ નામ માતા ! બ્હેન કે ન ગણાય એ
તુ થાય મ્હોટો દિનદિને હુશિયાર થા સસારથી,
ડા'પણુ જરા કે રાખ સમજ્યો ? છેક કે ન્હાનો નથી"

શબ્દો પિતાના સાભળી હુ ઝખવાણો થઇ ગયો,
મા-બ્હેન કૈંરીને કહ્યાનો કૈંક પસ્તાવો થયો
પણુ શુ કરૂ ? અણુજાણુ ને નિર્દોષ હુ તો સર્વથા,
ન્હોતી કહી તાતે મ્હને પરણ્યા કુવારાની કથા

બે દાત વચ્ચે જીભ રાખીને જરી કરડી લીધી,
કીધી અજાણ્યા પાપની મ્હેં ત્યાજ પ્રાયશ્ચિત્ત-વિધિ
બે બોલ બાપા બોલીયા, તેમા બધુ સમજી ગયો,
નિર્દોષ જીવનના ઝરાના વ્હેણુમા પલ્ટો થયો.

સધ્યા થતા ભોજન કરી શય્યા વિષે પોઢી ગયો,
આખા દિવસના થાકથી હુ ગાઢ નિદ્રામા પડયો
આવ્યુ અલૌકિક સ્વપ્ન ત્યા જે નિર્ખંતા સ્થભી ગયો,
અજ્ઞાન ને નિર્દોષ તે જ્ઞાની અને દોષિત થયો

(સ્વપ્ન)

મનમા મનોરથ શુ ભરી **કમળા** અહા ! લાવી હતી,
અતર–ઉછાળા સમવવા શરમાળ એ આવી હતી
લાવણ્ય એ લલિતાગીનુ હુ એ ઘડી નિર્ખી રહ્યો,
મનના વિમાસ્યુ, "ઈશ ! કા તુ રુષ્ટ આ'ના પર થયો ?"

સાળુ ગુલાબી અગ પર આછુ સુશોભિત શોભતુ,
વિધ વિધ માહે ભાત શુ સુન્દર મઝા'નુ ઓપતુ
મુખચદ્ર ગોળમટોળ વચ્ચે ભાલ–ચદ્રક ઝગઝગે,
વેણી ગુથેલી ફૂલનો ગજરો ઉપર શો મઘમઘે ?

અજન ભરેલી આખમાથી શર્મ નીતરતી હતી,
ગાલે અને હોઠે ગુલાબી–છાય કે ઝરતી હતી
ઇચ્છા હૃદયનુ દાન દેવા ! દીલમા ધરતી હતી,
ધીમે ધીમે એ સુન્દરી સ્વામી કને સરતી હતી

ડરતી ! કદમ ભરતી અહા ! શય્યા કને આવી રહી,
શુધ્ધિ અને બુદ્ધિ બધી અવલોકતા એને વહી
ત્યા તો તજીને મૌન ! એ અર્ધાગના મમ બોલીયા,
"શુ નાથ ન્હાનકડા તમે મ્હારી તરફ જોઇ રહ્યા ?"

"શરમાવ છો શું બોલતા ?" કહીને મ્હને સ્પર્શી રહી,
મુજ હાથ લીધા હાથમાં તોપણ કશું સમજ્યો નહી.
નિર્દોષ જીવનમાં પ્રથમ એ પ્રેમ-ડાઘો લાગીયો,
રસ્તો વિકટ એ છે છતાં કંટક મધૂરો વાગીયો

હસતી પ્રિયા એ પાસમાં આવી મ્હને ભેટી પડી,
મા-દીકરાની તુલ્ય હું બાઝી રહ્યો'તો તે ઘડી
અજ્ઞાન હું ! આ જોઇને બ્હીધો અને મૂંઝાઈ ગયો,
છોડી પથારી ને પ્રિયા ! હું જીવ લઇ ન્હાસી ગયો
+ + + +
"ઓ મા !" કહી જાગી ઉઠયો, સ્વપ્નું મ્હને આ આવતાં,
બેઠો પથારીમાં થયો ઝબકયો ! નયન ખૂલી જતાં
સ્વપ્નું નિહાળ્યું સત્ય જ્યાં પાષાણવત્ તવ હું થયો,
સ્હામે ઉભેલી સુન્દરીને જોઇ હું સ્થભી ગયો

લજ્જાવતી કુમળા પધારી'તી પતિના દર્શને,
રાત્રિ પ્રથમ ! આછો ઘુંઘટ ! કૈં યાચવા મ્હારી કને
શર્મે શયન-દ્વારે ઉભી એ હૃદયથી રડતી હતી,
અજ્ઞાન અવલોકી મ્હને નીરે નયન ભરતી હતી.

સમજી ગયો હું એટલું કે આ પિતાનું કામ છે,
સંસારનું શિક્ષણ અપાવાનો પ્રબંધ તમામ છે,
સમજાવી શયનાગારમાં નિશ્ચય ! પિતાએ મોકલી,
પણ હાય ! એની આશ હૈયાની ! નિરાશામાં મળી.

આશાભરી આવી હતી, ઉત્સાહ–ભગ થઈ ગઈ,
રે ! ઉંઘતો અવલોકતા એ દ્વારમા સ્થભી ગઈ
નિર્દોષ ન્હાનકડો અને અણુસમજુ દીઠો જ્યા પતિ,
આશા નિરાશામય થતા આખો ભરી અશ્રુ વતી

અફસોસ ! હા ! નિશ્વાસ મૂકી સુજ્ઞ એ ચાલી ગઈ,
અતર તણી અભિલાષ જે તે સર્વથા ખાલી ગઇ
જાગ્યો છતા ! મ્હે "આવ" એવો શબ્દ પણ કીધો નહીં,
પ્રેમાળ પત્નીને પતિએ આવકાર દીધો નહી

કીધો પ્રિયાને નિર્ખતા ! મ્હે ઢોગ પાછા પોઢીને,
"જાણે ઉંઘુ છુ એમ શય્યામા સુતો હુ ઓઢીને
નાદાન હુ સમજ્યો નહિ અજ્ઞાત* એની વેદના,
ક્યાથી ખબર ? શુ શુ હશે ! કાન્તા તણી મનકામના

આશાભર્યા હૈયે અરેરે ! બાપડી આવી હતી,
રડતે હૃદય સમજુ સલુણી પાછી સિધાવી હતી
યુવતી તણા અતર–મનોરથ કેમ હુ સમજી શકુ ?
વય બારનો બાળક હતો, હુ એ વિષય પર શુ લખુ ?

પણ ગ્રામ્ય–બાળા એ બહુ સમજુ, સુશિલ, શાણી હતી,
અજ્ઞાનતા મમ બાળવય એણે બધી જાણી હતી
ઇન્દ્રિય પર સયમ કરી એ સુન્દરી પાછી ફરી,
નિષ્ઠુર હિન્દુ–સમાજ ! કેવળ આખ આસુથી ભરી

\+ \+ \+ \+

---

* છૂપી=અતરની

આવા અરેરે ! લગ્નથી પરિણામ બૂરા થાય છે,
યુવતિ, યુવાનો કે અભણુ કુપથમા દોરાય છે
દિન દિન અનાચારો અધમ આ દેશમા ઉભરાય છે,
હિન્દુત્વ હિન્દુ–સમાજનુ અફસોસ ! ઓછુ થાય છે

કે જ્ઞાતિમાહી અધોગતિ અત્યત વધતી જાય છે,
રે ! રે ! દયામય દુર્દશા બાળા તણી દેખાય છે.
શુભ નામ હિન્દુ–સમાજનુ આથી ! કલકીત થાય છે,
સર્વત્ર હિન્દુ–કોમનુ જે નાક ! આજે જાય છે

પ્રાચીન પૂર્વજનુ યશસ્વિ નામ તે બોળાય છે,
રે ! હિન્દુનો સસાર આથી હાય ! ધિક્કારાય છે.
બહુ બાળહત્યા ! આપઘાતો આજ દેશે થાય છે,
તે પાપ માટે દોષ આવા લગ્નને દેવાય છે

+ + + +

એ માનસિક રોગે કરી ! **કમળાવતી** માંદી પડી,
બે દિન વહ્યા એ વાતને વિસર્યો ન તોપણ એ ઘડી
ગળતા જતા'તા ગાત્ર ને સૌન્દર્ય નષ્ટ થતુ હતુ,
ભગ્નયૌવને અણધાર્યું મૃત્યુ એજ કષ્ટ થતુ હતુ

પત્ની તણા માબાપને પત્રો લખી તેડાવીયા,
સાસુ અને સસરા ઉભય નિજ પુત્રી જોવા આવીયા.
દાન્યો નહીં કુછે [illegible], બહુ બહુ દવા કેકે કીધી,
આશા સગાવ્હાલા અને વૈદ્દે પછી છોડી દીધી..

હુયે હવે સમજ્યો હતો રમવુ, બધુ છોડયુ હતુ.
સસારમા ! વ્યાપારમા અજ્ઞાન દિલ જોડયુ હતુ
ને એક તે મધરાત ! જ્યારે આખ સૌની ગઇ મળી,
ત્યારે અચાનક્ આશ કુમળીના હૃદયમાની ફળી

"પાણી" તણો પોકાર ધીરો કર્ણમા મ્હારા પડયો,
હુ જાગતો'તો એકલો હિમત ધરી પાસે ગયો
ફિક્કુ વદન ! અગો બધા નાજૂક તે સૂકાયલા,
કરચોળીઓ ચરણે, કરે, ગૌરાગ સૌ કરમાયલા

શુ વર્ણવુ ? એ દ્રશ્ય ! અતિમ શ્વાસ એ લેતી હતી,
"પાણી" સૂકાતા કઠમાહી રેડવા કે'તી હતી
કપિત કરે મ્હે રેડીયુ એને મુખે જળપાત્રથી,
જોતા મ્હને, ઝૂકયુ વદન સતોષથી મ્હારા પ્રતિ

બોલી સજળ નયને પછી ! એ મદ સ્વરથી સુન્દરી,
"નાદાન સ્વામીનાથ ! થઇ ધન્યભાગ્ય આજે કિકરી"
એકાન્ત સ્થળ અવલોકતા બે બોલ મુજને કહી ગઇ,
આસુભરી એ યાદ ! આજે પણ હૃદયમા રહી ગઇ

અતરપીડાથી આખથી આસુ ઉહ્ના સરતા હતા,
અકકેક એના શબ્દ ઉરમા તીવ્ર ઘા કરતા હતા
રે ! અક્ષરે અક્ષર અસમજુ જીગર કોતરતા હતા,
વચ્ચે વળી મુજ આખથી પણ અશ્રુઓ ખરતા હતા.

રડતે હૃદય ! મુજ હાથ બે એણે લીધા નિજ હાથમા,
આંખે અડાડી ! ઊર મૂક્યા કે અનેરી આશમા
બોલી પછી "ઓ નાથ ! સ્વામીનાથ ! હુ તો જાઉ છુ,
નિર્દય જગતના બધનોથી આજ ન્યારી થાઉ છુ"

"અધિકાર નહિ જો કે મ્હને ! કે'વુ ઘટે કે આપને,
તોપણ ક્ષમા યાચી કહુ તમને ! હૃદયના નાથને"
જડ કાષ્ટવત્ હુયે બની બેઠો પ્રિયાની પાસમા,
ભૂલ્યો બધુયે ભાન એના શબ્દ-અશ્રુ-પાશમા

ગદ્ગદ્ થયેલા કઠથી વાણી દયામય નીસરી,
એ વખ્ત ! એ હતભાગિની ! નિજ દુખને પણ વીસરી
"પ્રાણેશ ! બોલો ! એક મ્હારી નમ્ર વિનતિ માનશો ?
હતભાગીનીના દીલની નહિ અલ્પ દાઝ પ્રમાણશો ?"

હુ તો કશુ બોલ્યો નહિ, શુ બોલવુ સમજ્યો નહી,
પણ એટલેથી કાઇ એ અર્ધાંગના અટકી નહી
"આપો ! વચન ! મરતી વખત હતભાગીની આ નારને,
બધાવ મ્હારા બોલમા હાજર ગણી કિરતારને'

"સમજુ થયા વિણુ લગ્નમા પગલુ હવે ભરશો નહિ,
મ્હારા સમી કો કન્યકાની દુર્દશા કરશો નહિ
આતરડીને સતાપવામા શ્રાપ છે ! તે જાણજો,
વિષપાન કરવાના સમય હાથે કરી ના આણજો"

"બુધ્ધિ તમારા તાતની શુભ યોગ્ય પંથે વાળજો,
આશાભરી કો બાલિકાનો ભવ હવે ના બાળજો
કરજો ફરીથી લગ્ન ! પણ કરતા પ્રથમ સભાળજો,
આ એક કે'વુ કિકરીનુ બાળસ્વામી ! પાળજો"

પિંજર તજી ખાલી અમગ આત્મા અહા ! ઊડી ગયો,
આંખો મિચાતી ! છોડી જાતી ! દેવીને નિર્ખી રહ્યો
દુર્ભાગીની દારા ! અરેરે ! દિવ્ય-ધામે સચરી,
જાણ્યે અજાણ્યે તોય મ્હેં આસુ વડે આંખો ભરી

વિષપાન શુ ? શાનુ વચન ? તે કાંઇ હુ સમજ્યો નહીં,
તોપણ કહેલુ પાળવા કબૂલાત મ્હેં દીધી સહી
એના ઉઘાડા હાથમા મ્હેં હાથ મ્હારો દૈ દીધો,
આપ્યુ વચન ! અજ્ઞાનીએ વીચાર સરખો નહિ કીધો

દેવી અહા ! આકર્ષણે અંજાઇ એ વેગા ગયો,
સસાર, સ્ત્રી ! ને લગ્ન ! એનો ખ્યાલ પણ અહીંયા થયો
સમજ્યો હવે હુ ! લગ્ન ! ને લલના ! વિષય ગભીર છે,
એ ! પ્રેમ પણ સસારની જાદુભરી તસ્વીર છે

મૂકી મફતની પોક ને પાડોશીઓ ભેગા કર્યા,
અતે રડી કૂટી મશાણે મૂડદુ લઇ સચર્યા
ઉત્તરક્રિયા મમ નારની સ્નેહીજને પૂરી કરી,
સતાપ કે કૈં શોક ના ! કેવો જમાનો શ્રી હરિ !

\+ \+ \+ \+

સસારીઓ ! સસારનો આ સ્વાર્થપટ અવલોકજો,
ફભી તમારા આસુડા દેખાવના એ રોકજો
દિલ–દાઝહીન ના પોક ! લોક જણાવવાને પાડજો,
કાઢો કદી બે બિન્દુ તો સાચા હૃદયથી કાઢજો

\+ + + +

હિન્દુ તણી જ્ઞાતિ ! અરેરે ! હાય ! હા ! ધિક્કાર છે,
જ્યા શોક કે સતાપ સ્ત્રીના મૃત્યુનો ન લગાર છે
**માંગા મશાણોમા ! વિવાહો પણ સ્મશાનોમાં થતાં,**
**જ્યાં એક બાજુ લાકડાં ભડભડ ચિતામા પ્રજળતાં.**
અફસોસ ! હિન્દુ–કોમ ઓ ! અફસોસ ! ધારા ન્યાતના,
પત્ની મરે તો પુરૂષને તલ ભાર પણ પચાત ના
**પ્રમદા ! પતિ મરતાં કઠણ વૈધવ્ય–વ્રત પાલન કરે,**
**ગગાસ્વરૂપ બની બિચારી જન્મભર ઝરી મરે.**
ખાવુ પિવુ ને પ્હેરવુ વસ્ત્રાભૂષણ સૌ પરહરે,
અવશેષ જીવન સાસરે ! (કે) પીએરમા આસુ ભરે
સ્વામી વિનાની સુન્દરી બહુ ઓશિયાળી થઇ રહે,
ભોજાઇ, ભાઇ, નણદ, સાસુ ! સૌ વઢે ! કોને કહે ?
**અકુશ વિનાની નાર કઇકો પાપ–પથે પરવરે,**
**વૈધવ્યથી કટાળી કે પગલા અનીતિમા ભરે**
આશાભરી યુવતી ! અને વિધવા ! અનાચારો કરે,
**નાદાન ભૂલે ભાન ! એમા કોણ કો' દોષિત ઠરે ?**

જે લગ્ન લે છે બાળપણમા, તેમનો એ વાક છે,
શુ બાળવિધવાનો અરેરે ! આજ આડો આક છે?
**નાદાન વયમા બાલિકા આ દેશમાં રડાય છે,**
**તેથીજ હિન્દુ–સમાજમાં શીયળ હવે ખડાય છે**

**પરણી પતિ–ગૃહ માડવા (પુન )ન્યાતી રજા દેતી નથી,**
**સસારનો લ્હાવો લીધો શુ ! ધ્યાનમાં લેતી નથી**
**રે ! ચૉરીમા રડાયલી(પણ!)પરણી પુનઃ શકતી નથી,**
**નિર્દોષ અક્ષતયોનીની વિધવા વરી શકતી નથી**

ત્યારે વિધુર નર સર્વથા ! વર્તન કરે ઉધા અહા,
પરણે ફરી ફરી પ્રેમદા કે'નાર એને કોણ ના?
**શ્રીમાન જ્ઞાતિ–શેઠીઆ ને પૂજ્ય પચ–પટેલીઆ,**
**અરજી અનૂકપાભરી આ ધ્યાનમાં લેજો જરા**

જો એક ઊપર ! એક સાથે ચાર નારી નર કરે,
અધિકાર સ્ત્રીને કેમ ના? બબ્બે પતિ સાથે વરે
છે છૂટ જ્યારે પુરૂષને પ્હેલી મરે, બીજી કરે,
અધિકાર અબળાને ન કયમ? સ્વામી મરે બીજે વરે

પતિદેવ પાછળ જીદગીભર શોક પાળે છે સતી,
ઈચ્છા મુજબ વિચરી શકે કયમ પ્રિયતમા પૂઠે પતિ?
કયાતો કરો આ બધ ધારા બેઉને માટે તમે,
સરખા કરારો જોઇએ પણ ભિન્ન ભાવો ના ગમે.

\+ + + +

પાણી હજુ તો આખમાહેથી ઉહના ગળતા હતા,
ભડ ભડ ચિતાના અગ્નિના ભડકા અહા ! બળતા હતા
રે ! રે ! જીગરના ઘા હજુ તો સર્વથા તાજા હતા,
મૃત પત્નીના ભણકાર ને ચીતાર હૈયામા હતા

શુ કન્યકાની હેલી ત્યા મ્હારા ઉપર તૂટી પડી,
આખા જગતના જીવને પૈસો અહા ! લે છે મઢી
પ્રત્યેકની મ્હારી ઉપર નહિ મિલ્કતે આખો લઢી,
શ્રીમાનના સતાનને ખામી ન સદ્ગુણુની નડી

બહુ બહુ કહી મ્હે ના છતા જીદ્દી પિતા માને નહી,
મ્હારા હૃદયનો ભેદ જે ! છૂપો ! જરી જાણે નહી
વય બારના સુતની સલા' માબાપ કાન ધરે નહી,
તેમા વિવાહ તથા લગન તો કોઇ પૂછી કરે નહી

ઇચ્છા વિનાજ સ્મશાનમા તાતે વિવાહ કરી દીધો,
ત્યારેજ **કમળા** સાભરી ! વિશ્વાસઘાત અરે ! કીધો
બાળા વરસ અગીઆરની **તારા** મધુરા નામની,
દુર્દૈવયોગે તે પ્રભુ ! ભાવિ–પ્રિયા મ્હારી બની

\+ + + +

નફ્ફટ્ અમારી ન્યાતમા બહુ બાળ–લગ્ન થતા હતા,
ત્યમ નિન્દ્ય એવા નાતરા પણ શિષ્ટ જન કરતા હતા
વરનારી ઢગલાબધ પણ વરનાર બહુ ઓછા હતા,
યુવતી કુમારી આથડે પણ ભાવ કો ના પૂછતા.

ઉધી અમારી ન્યાતમા કન્યા બહુ સોઘી હતી,
પણ પુત્રની કિમત જુઓ તો એકદમ મોઘી હતી.
ન્હાની અમારી ન્યાત ! કન્યા બ્હાર પણ દેવાય ના,
પણ છૂટ ઉલ્ટી બ્હારની ઇચ્છા પડે લેવાય હા

આવા કૂધારા ! વૃધ્ધ સાથે બાલિકાઓ બાધતા,
ચાડાળ સાથે ગાયના જીવન અરેરે ! સાધતા
કો પેટમા ! કે પારણામાથીજ ઝડપાઇ જતા,
તો કોઈ મ્હોટી છોકરી નિજ પુત્રને પરણાવતા.

મ્હોટી વહુ ! વ્હેલી પધારે ! સાસરે ! ઘર માડવા,
સાસુ અને સસરા થવાની હોસ પૂરી પાડવા
લાખો બિચારી બાલિકા વર વૃધ્ધની સાથે વરે,
રડાય પાછી ! તો વળી એ પુનર્લગ્ન કર્યા કરે

આથી અનાચારો વધે દિન દિન અમારા દેશમા,
નાદાન કન્યાઓ ફરે બેહાલ વિધવા-વેશમા
જ્ઞાતિ અધમતા ભોગવે અફસોસ ! એનુ મૂળ એ,
પસ્તાઇને રડતા પછી પોતે કરેલી ભૂલને !

\+ \+ \+ \+

જ્યા તેરમુ બેઠુ મ્હને ત્યા લગ્ન લેવાયા પછી,
ઉચાઈમા ન્હાનો પતિ (હુ) જ્યારે પ્રિયા મ્હોટી હતી
બાળા તરુણ એ બત્રીસની હુ તેરનો ન્હાનો હતો,
એની નિકટ તોપણ વરસનો ફેર એ ઢકઇ જતો.

બેતાળીસે બાપૂજી તો ઘેલા થયા, ઘર માંડવા,
ગોરે કહ્યુ, "તૈયાર થાવો ચુંદડી ઓઢાડવા"
નાહાનીમા વિધવા બનેલી રાંકનો ભવ બાળવા,
ખરચી રૂપૈયા ને ખરીદી એક કન્યા! પાળવા

પંદર વરસની પ્રેમદાને પરણવા નક્કી થયુ,
ધનવાનને ધન ખર્ચતા મળતુ નથી! એવુ કયુ?
સત્વર લગન લીધા પિતાજી જાન લઈ સ્હામા ગયા,
પોકયા! પ્રવેશ્યા મંડપે! પણ અપશુકન ત્યાતો થયા

પધરાવવા કન્યા! પડી છે બૂમ જ્યા મ્હારાજની,
ત્યા એકદમ કાને પડયો કલ્પાત ને રૂદન–ધ્વનિ
**ગમતાં નહી! ઘરડો પતિ, એ ઝે'ર પી બાળા મરી,**
**માબાપને દઇ શ્રાપ! સ્નેહે સ્વર્ગ વાટે સંચરી.**

ઇચ્છા વિનાના લગ્નનુ આ જોઇ લ્યો પરિણામ છે,
પ્રીતિ વિના પાણી ગ્રહણ! શબતુલ્ય ને નિષ્પ્રાણ છે.
ઉદ્ગાર મુખમાથી સર્યા કુમળા મ્હને ત્યા સાભરી.
"નિષ્ઠૂર કન્યાવિક્રયીને! સન્મતિ દે! **શ્રી હરિ**!"

રોયો હુયે, રોયા પિતા, રોયા સગાવ્હાલા સહુ,
પેલા પિશાચ પિતા તણી શુ યાતના તમને કહુ?
લક્ષ્મી તણા લોભે ગુમાવી પ્રિય એવી દીકરી,
આવા દયાહીન દૈત્ય પર! તુ કા ન કોપે? ઓ હરિ!

હસતે મુખે ગયલા પિતા રડતે મુખે પાછા ફર્યા,
ને તે દિવસથી એકના વ્યાપારમા અર્ધા કર્યા
ચઢતો સિતારો દૈવનો તે એકદમ ઉતરી ગયો,
આ પાપને પથે જતા દિન એમનો વાકો થયો

**સપત્તિ ને સત્તા મળે કે માનવી ફૂલાય છે,**
**નિજ ધર્મ નીતિ, સત્યને ! અભિમાનમા ભૂલાય છે.**
**હુપદ જરા આવે, દયા ને આબરૂ ઉચા મૅકે,**
**ઉન્મત્ત થઇ અવિચારીઓ ! અરરર અનીતિમાં ઝૂકે.**

મ્હારા પિતા ધનવાન પણ ધન જોઇને છલકઇ ગયા,
માયા તણી મોહીની ને ચળકાટમા મલકઈ ગયા
પગલુ ભર્યું અવળુ અરેરે ! એમની બુદ્ધિ ગઇ,
હુ પણ થયો ત્યા સોળનો **તારા** ગૃહે આવી રહી

એવે ભયકર પ્લેગ આખા નગ્રમા ફાટયો અહા !
ઈશ્વરલીલાથી તાત પણ એ રોગ-ભોગ થઇ પડયા
દિન ચાર વેઠી યાતના છોડયા પિતાએ પ્રાણને,
પામ્યા હશે ! એ સ્વર્ગ, કયા તો નર્ક, કયા નિર્વાણને

\+ \+ \+ \+

છે ન્યાય સાચો કાળનો કગાલથી કૂબેરને,
બિનપક્ષપાતે જાય ખેચી ક્ષુદ્રને ને શેરને
ધનવાન કે કગાલ હો ! એકજ બધાને ન્યાય છે,
બાળે ! અગર દાટે ! અગર દફનાય ! કગ્ર ચણાય છે

ધનમાલ વાડી ને વજીપ્રા છોડી થાયે ચાલતા,
યમરાજના આમત્રણે શૂરવીરને કપાવતા
ઇચ્છા અનિચ્છા કોઈની તલભાર પૂછાતી નથી
કાળોતરી પાછી કદાપી કયાય ઠેલાતી નથી

યમદૂત જ્યારે કાળ–પત્રિકા લઇ થાતા ખડા,
વિહ્વળ બને છે બ્હાવરા ત્યારે મનુષ્યો બાપડા.
પૂછયા વિના મ્હેમાન અણગમતા થઈને આવતા,
મ્હોટા પરોણા મ્હોતના આગળથી કૈ નવ કા’વતા

હસતે મુખે મ્હેમાનગીરી હોંસથી કરવી પડે,
તેડયા વગર ના જાય આનાકાની કીધે કે રડે

\+ + + +

મ્હે પોક મૂકી તાતની મ્હારૂ હૃદય ખાલી કર્યું,
આણી અનૂકપા હૃદયમા અન્યનુ હૈયુ હર્યું

પણ એ બધુ દેખાડવાનુ લોકને છે બે ઘડી,
સ્વાર્થી સગા સસારના છટા પડે પળભર રડી
રે ! રે ! કશું શુ ક્રૂર કેવાં જ્ઞાતિ–રીતરીવાજ છે!
મરનારની પાછળ જમે મિષ્ટાન્ન ' શુ કઇ લાજ છે?

માબાપ મરતાં શોકને ના સ્થાન હૃદયે આપતાં,
પણ ન્યાત કરવા ન્યાતીલા નિર્દય બની સતાપતા
રે ! રે ! દશા ! અગીઆરમુ ! વળી બારમુ ને તેરમુ,
પાખડ કરતાં પૂણ્યને નામે પ્રભો ! એને નમુ.

કે કે **મકનજી કા'નજીને** હાથમા સત્તા મળી,
ન્યાતો જમાડી નવનવી ભૂદેવની ભિક્ષા ફળી
ભોળો ! મ્હને ભભેરીને ! ગજવા બધાએ તર કર્યા,
મનફાવતા પૈસા પિતાના ખર્ચ પાછળ વાપર્યા

સપત્તિ સારીનો હવે હુ એકલો માલીક થયો,
પૈસો અતિશય આવતા હરખાઇ હુ પાગલ થયો
સત્તર વરસનો શેઠ હુ વ્યાપાર કૈ જાણુ નહી,
ત્યમ અણુભરોસો કોઈ પર પેઢી વિષે આણુ નહી

અવલોકતા ! ને આવતા ધન હાથમા બ્હેકી ગયો,
થાતા સ્વતત્ર ! ઉડાઉ, શોખિન દુષ્ટ ફૂછદી થયો
ખટપટ બધી એ કયા કરૂ ? વ્યાપાર બધ કરી દીધો,
પૈસો કમાવાને નવો પ્રખ્યાત મ્હે ધધો લીધો

જુગાર સટ્ટો શર્ત ! તે ઉપરાત શેરો સોટ્ટી,
આખો મીંચી નાણા ભરૂ ધનની ન જ્યા ખામી કશી
ધનથી છકી જઇ છેક હુ સુલતાન ફેશનમાં થયો,
ત્યાગી પુરાણુ ઘર સુશોભિત બગલો રાખી રહ્યો

રે ! વર્ષ તો સત્વર પિતાના મ્હોતને વીતી ગયુ,
બુદ્ધિ ફરી મ્હારી ! નિહાળી લક્ષ્મી ! ભાવી પલટીયુ.
દેવી મદિરાનો પૂજારી પ્રેમી મિત્રોએ કર્યો,
સેવક ખરીદયો હોઉં તેવો હાય ! સહુનો થઇ ગયો

# ઝેરની પ્યાલી

(સચિત્ર) – યાને – (ભાગ બીજો)

“ સમાજ ! ત્હારે ખાતર ! ”



દીવાની— “ એકજ ભૂલ.” :—યુવાનીમા (હરિગીત છંદમા પૃષ્ટ-૧૨૮)

પ્રયેજક —“ પુષ્પ મૂલ્ય રૂ. ૦-૧૨-૦

લખે —હરિલાલ જીવણુનાથ ઠક્કર શ્રી ‘નવજીવન પુસ્તકાલય’ ટાવરરોડ—સુરત

આજેજ મગાવો **વિણા-વેલી** ગદ્યપદ્યમાં

શ્રી નવજીવન પુસ્તકાલય તરફથી



છગનલાલ ટુકર ગટર ગલી-સુરત.

પૃષ્ટ ૩૦ પોષ્ટેજ સાથે મુલ્ય મા. ૧ રૂપીઓ મગન

એ રાત કે' તો રાત ! ને દિવસ કહે તો હા ભાણુ,
લઈ જાય ત્યા સઘળે સિધાવુ, ક્યાય ખોટુ ના ગણુ
હુ નામનો રાજા ખરેખર ! પૂતળા જેવો હતો
શાણા સચીવોનો અમલ મ્હારા ઉપર સૌ ચાલતો

વ્યાપાર ત્યાગી નિત્ય સટ્ટા–શર્તમા હામો ભરૂ,
નાટક સિનેમામા અરે ! પૈસા તણુ પાણી કરૂ.
સમજુ ભણેલી ભામીની ! ઘરની પ્રિયાને પરહરી,
ફંદે ફસાઈ નીચ નારીની ઉપર મોહ્યો મરી

રે ! રાતના મધરાતના ! મોડો અતિ ઘર આવતો,
શાણી સુશીલા સાધવીને સ્હેજ ના બોલાવતો.
ભોજન વિના ભૂખી રહી એ રાહ જોતી, જાગતી,
હાડ્ડીઆ આ દેવ માટે દોડી દ્વાર ઉઘાડતી

નિત્ શયન કરતી સાથરે મ્હારા જમ્યા વિણ ના જમે,
પતિવ્રત–નિયમ પાળે બરાબર ! દેહને દેવી ! દમે.
સાચી સતી ! શિયળવતી ! સન્નારી શ્યામા એ હતી
ભરથારને ભગવાનથી પણ પૂજ્ય મનમા માનતી.

સદ્‌બોધ દેતી સદ્‌ગુણી ! હમ્મેશ કરગરતી મ્હને,
ચરણે પડીને વિનવતી, "તજવા અનીતિ–પથને"
એ સાધવી તારા અહા ! નીરે નયન ભરતી હતી,
"સુધરીશ હુ" એવુ' હૃદયમા ધૈર્ય એ ધરતી હતી

પણ એ હૃદયના આસુઓ ! હભી મ્હને તો લાગતા,
એના હૃદયમા બોલ મ્હારા બાણ સરસા વાગતા
કે'તો હતો હુ "આરણ્યવાસી ! કન્યકા તુ જગલી,
ગૌરાગના તુ સ્હેજ ! (ને) એ* મઘમઘ થતી ચપાકલી"
કયા એ* અનુપમ વ્હાલથી નિજ પ્રેમ વ્યકત બધો કરે,
તારા ! ત્હને બે પ્રેમના સબોધનો ના આવડે
કોયલ સમા એ* કઠથી ઝરતુ મધુરૂ ગાન કયા ?
અણીયાળી એ*ની આખ સ્વાગત, બોલ ને સન્માન શા ?"
ઉત્તર મ્હને આનો મળ્યો "ઓ નાથ ! બોલો શુ તમે ?
પિત્તળ પ્રીતિ પરનારની પાપે ભરેલી કા ગમે ?
વેશ્યાગમનથી નાથ ! કૂળ, કીર્ત કલકીત થાય છે,
તમને નથી ચ્હાતી! તમારા દામને એ*ચ્હાય છે."
"ચચળ અરેરે ! પ્રીત એ ! પળભરની ! લપટાશો નહી,
સોનેરી એની જાળ છે જાદુભરી ! જાશો નહી
અમૃત ઝરન્તા બોલ એના—મા ન અજાશો જરી,
વારાગનાના દીલમા રે' છે છૂપી કાતીલ છરી"
"પણ કહી રહી ! તારા ! મ્હને તુ મુદ્દલે ગમતી નથી,
સાદાઈ ત્હારી સુન્દરી ! મ્હારે હૃદય રમતી નથી
અતરપીડા, તૃષ્ણા, મ્હને એ*ના વગર સમતી નથી,
ન્હાનો મ્હને નિર્ખે છતા તુ તો જરી નમતી નથી"

* વેશ્યા

"તો નાથ! બોલો આપને હુ છેક છુ અળખામણી?
શુ દેહ દાસીની નથી આ આપને કૈ કામની?"
મ્હે તુર્ત ઉત્તર આપીયો, "ત્હારાથી હુ મૂઝાઉ છુ,"
જો તુ મરે તો હુ બીજા શુભ લગ્ન કરવા ચ્હાઉ છુ"

"તો આપના કલ્યાણમા કલ્યાણ માને (આ) કિકરી,
સભાળજો! સભારજો! બીજી પરણુતા સુન્દરી
સદ્‌ભાગીની તે આર્ય અબળા! જે પતિ માટે મરે,
ધનભાગ્ય નારી-જન્મનો ઉધ્ધાર તે રમણી કરે"

"સૌ આર્ય-રમણી રત્નને પતિદેવ તે પરમેશ છે,
સ્વામી! અમારા દેશમા! સન્નાગ્ને સર્વેશ છે
શુભ અગના શણગાર ને સૌભાગ્ય! જીવન-પ્રાણ છે,
નિજ નાથ-ચરણામૃત-પાને નારને નિર્વાણ છે"

"એ **હિન્દની** હુ બાળકી એનુ મ્હને અભિમાન છે,
એ જગ-જૂના આદર્શથી આ દેશ ગૌરવવાન છે.
એ-કૂખથી જન્મી! કીધુ સ્તનપાન! એય ગુમાન છે,
આદર્શ એ નિભાવવા આ દેહ પણ કુરબાન છે"

"વ્હાલા! તમારા શ્રેય ખાતર પ્રાણ દાસી ત્યાગશે,
મ્હારા મરણથી માર્ગ નિષ્કટક તમારો શુ થશે?"
તવ મ્હે કહ્યુ, "હા, હા, મ્હને તુ સ્હેજ પણ વ્હાલી નથી,
સ્થાપુ ત્હને ક્યા? અતરે જ્યા સ્થાન કૈં ખાલી નથી."

શું શુ મદીરા-ઘેનમા બોલી ગયો, નહિ ભાન એ,
રોતી તજી ચાલ્યો ગયો ! વિસર્યો શુભાશુભ જ્ઞાનને
તરવારથી પણ તીક્ષ્ણ એવા બોલ મૂર્ખે કહી દીધા,
પ્રેમાધ ને પાગલ બની વેશ્યા-ગૃહે પગલા લીધા

મધરાતના વેશ્યા-ગૃહેથી ડોલતો આવ્યો ગૃહે,
જોયા ઉઘાડા દ્વાર ને સશય પડયો મ્હોટો ! મને
દાદર ચઢી આવ્યો ઉપર ઝાખો દીવો સળગી રહ્યો,
તારા નિરાતે ઘોરતી જોતા અતિ ક્રોધિત થયો

ચકડોળ દારૂ-ઘેનમા ઘુરકયો ભયાનક શોરથી,
"દ્વારો મૂકી બે પોળ શુ કમજાત ! આજે ઘોરતી ?"
જબરી લગાવી લાત એની પીઠમા મ્હે ધૂનમા,
પણ સ્હેજ એ હાલી નહી પરિણામ આવ્યુ શૂનમા

દેવી મદિરાની નિશા મ્હારી હવે ઉતરી ગઇ,
અવલોકના શબતુલ્ય ! કાયા બ્હીકથી કપી રહી-
સર્વાગ સોમલથી મ્હને લીલુ થએલુ ભાસીયુ,
આ દ્રશ્ય દેખી ઘેન ગગાજળ તણુ સહુ ન્હાસીયુ

મૃત-સુન્દરીના શબ સમીપે મધ્યરાતે હુ ઉભો,
કરુણાભર્યો દેખાવથી આસુ વહ્યા આખે પ્રભો !
જીવતાં ખરા કુન્દન તણી કિંમત ન સમજ્યો કાંઈ હુ,
મૂવા પછાડી મૂલ્ય માનવનુ જગે સમજાય શુ ?

\+ + + +

ઉઘો જુવો આ લોક જીવતા જીવ જે નિન્દાય છે,
મૃત્યુ પૂઠે તે તે મનુષ્યો દેવ સમ પૂજાય છે
મળ–મૂત્ર કરતા ધરતી પર શું કામની ? કહેવાય છે ?
પણ એ ઉપર જન્મે ! જીવે ! જુવો ! મરીને જાય છે.

એ હાથનો કટકોજ એ સગાથી અતે થાય છે,
સદ્‌ગત થતા એની ઉપર લાબા થઈ સૂવાય છે.
ખોદાય ઘોરો ! કબ્ર ! કબ્રસ્થાન કૈક ચણાય છે,
મદિર ! મસ્જીદ ! પાક ધર્મસ્થાન પણ બધાય છે.

શબને સગાવ્હાલા સ્મશાને બાળવા લઈ જાય છે,
તવ ચાર વ્હેત જમીનનો એ ટૂકડો ખરીદાય છે
એના ઉપર અતિમ ચિતા ! પ્રત્યેકનીજ રચાય છે,
ત્યા સહુ અમીર, ફકીર, દીન, અનાથ, શરણુ સ્હાય છે.

કૂવે ! તળાવે ! પાણી કૈ કિમત વિના ઢાળાય છે,
(પણ) રણમા મુસાફરને પૂછો, એ બિન્દુ કયમ ખરીદાય છે ?
અભિમાનમા અધા બની "એમા શું ?" ઉચ્ચારાય છે,
પ્રત્યેકની કિંમત સમય આવે ! ખરી ! સમજાય છે

* * * * *

કલ્યાણ મ્હારૂ ચાહીને નિજ પ્રાણ ન્યોછાવર કર્યાં,
દેવી ! દિલાવર દીલથી પરલોકમા પગલા ભર્યા
એ ! શ્રેય મ્હારૂ સાધવા સતોષ–સ્નેહે સંચરી,
મમ માટ ! મોઘી કાયની કુરબાની ! ધન્ય ! સતી ! કરી.

સતી–ધર્મની વેદી ઉપર નિજ પ્રાણ જ્યારે પાથર્યો,
કેવળ પતિના બોલ પર ! નિજ ભોગ ચરણોમા ધર્યો
અક્કેક એના શબ્દ તે આજે સ્મરણમા આવતા,
"પતિ એ પ્રભુ" ગણનાર ! દેવી ! ધન્ય ! ધન્ય ! પતિવ્રતા.

દૈવી ત્રિયાના દીલને હતભાગી હું સમજ્યો નહી !
સદ્‌ભાગ્ય વિણ આવી સુશીલા સાપડે કોને ? કહિ ?
રે ! રે ! છતી આખે અન્ધો હુ અધ ચચળ દામમા,
હીરો ગુમાવ્યો હાથથી મ્હે જામમા ને કામમા.

બહુ બહુ હજુ એ સાભરે ! પણ જાય છે, તે જાય છે,
લાખો પ્રયત્નો આદરો ! નહિ થઇ ગયુ, પલટાય છે
ફોગટ બધા ફાફા ! લખ્યુ ભાવિ ! ન મિથ્યા થાય છે,
"રાડયા પછી ડા'પણ" બધાને હાય ! દુનિયા થાય છે

વિષપાન કીધુ રાક તારાએ અરેરે ! શોકથી,
પરલોક પ્હોચી બાપડી ! ઓ દેવ ! મ્હારા દોષથી.
શબ પર પડી ! હતભાગી હુ રોયો ! ખરેખર દીલથી,
'દેવી ! પ્રિયા ! વ્હાલી !' પરતુ હા ! હવે એ કયા હતી ?

દૈવી અહા બળીદાનનો ! ઘા ! હૃદયમા એવો પડયો,
ચીર્યું જીગર ! ચક્ષુ ખુલી ! રે ! રે ! હૃદયથી હુ રડયો
પાપિષ્ઠને ! નિજ પ્રાણત્યાગે ! પતિવ્રતા તારી ગઇ,
થાતા અનાચારી વધુ ! અહીંથીજ ઊગારી ગઇ.

**તારા** ત્રિયા જાતા ! પુન **કમળા** મ્હને એ સાભરી,
રડતા દીલે અતિમ-ક્રિયા મ્હે પત્નીના શબની કરી
કરુણાભર્યા આ દ્રશ્યથી મ્હારૂ હૃદય પિગળી ગયુ,
સસાર છોડી હાય ! મન સન્યાસમય મ્હારૂ થયુ

હુ ધારતો'તો નીચ ! મ્હારી ન્યાતમા આવુ બને !
થાતા હશે ! લગ્નો અજુગતા ! નહિ બીજે ! મ્હારા મને
પણ ધારણા ! એ સર્વથા અતરતણી, ખોટી ઠરી,
શાથી ? લખુ છુ તેજ હુ નજરે પડી ! બીના ખરી

લાખો તણી મિલ્કત પિતાની દીલમા આવી નહી,
તાળુ લગાવ્યુ દ્વારને આ જીદગી ભાવી નહી
આઘાત લાગ્યો આકરો ! નિશ્ચય વિના નિકળી પડયો,
ધોવા ! કીધેલા પાપ ! **કાશી-ક્ષેત્રનો** રસ્તો ગ્રહ્યો

( કારણ ? अन्य क्षेत्रे कृत पापं तिर्थक्षेत्रे विनश्यति ! )

* * * * * *

અત્યત પૂણ્યપવિત્ર તિર્થસ્થાન **કાશી** ગણાય છે,
યાત્રાળુઓ ભાવિક (જયા) બારે માસ આવે જાય છે
હુ પણ ગયો ત્યા પાપ ધોઇ આત્મશુદ્ધિ-આશથી,
" સસાર ક્ષણભગુર તજી, સાધુ બનુ ! " (એ) અભિલાષથી

લીધો ઉતારો ધર્મશાળામા અજાણ્યા ગામમા
રાતે સુતો હુ એજ મ્હારા ઢુંકડાશા ધામમા,
અગીઆરના શુમાર પર આખો મળી મ્હારી જરા,
બોલો ! દયાળુ ! ડૂસકા ! (ત્યા) કાને પડયા અણુચિતવ્યા

ન્હાની હતી આ ધર્મશાળા ચાર યાત્રાળુ હતા,
નિત્યે નવા ઊતારૂઓ અહિયા જતા ને આવતા
અજ્ઞાત હુ ! મ્હારી પડોશે કોણુ ઉતરેલા હતા !
અધારી રાતે ! મદ રૂદન-સૂર કયાથી આવતા ?

મ્હારૂ દયાળુ દીલ હા ! પિગળ્યુ સુણી કલ્પાત આ,
અર્ધી ઘટીકા ગઇ છતા રહવુ થયુ આ શાન્ત ના
લઈ નામ ઈશ્વરનુ પછી ડરતે દિલે બેઠો થયો,
શુ થાય છે ? જોવા અધીરો બ્હાર દ્વારે નિસર્યો

પાડોશના ખડે જરી ! ઝાખો દીવો બળતો હતો,
અબળા તણો ઉદ્દગાર અહિથી મદ નીકળતો હતો
અવલોકવા ! એ જાળીયા પાસે પછી હુ પરવર્યો,
જોયુ ! અહા ! એ દ્રશ્ય ! ને પાષાણુપુતળાવત ઠર્યો

* * * * * *

વય સોળની સુકુમાર કન્યા આસુડા ભરતી હતી,
પાસે ઉભેલા પુરૂષને કરજોડી કરગરતી હતી
“ વ્હાલા ! મ્હને આવી વિપદ્ હાલત વિષે ત્યાગો નહી,
નિર્દય બનીને ! લોકનિન્દાથી ડરી ન્હાસો નહી ”

બોલ્યો યુવક એ બેરહમ ! "રસ્તો હવે બીજો નથી,
માતા પિતા શુ બોલશે ? મ્હારા મુઝાઉં છું અતિ
પગલુ ભર્યુ છે પાપમા છૂપુ કદી રે'શે નહી,
જો જાણુ પડશે (આ) જ્ઞાતિલાને ! ન્યાતમા લેશે નહી "

"માટે હવેથી ત્યાગ તુ છોડી મ્હને થા ચાલતી,
ત્હારૂ ભલુ જો ચ્હાય તો નહી ગર્ભને સભાળતી.
તુજ પેટના સતાનનો થાવા પિતા ચ્હાતો નથી,
જોઇ ત્હને સતાપ ! મ્હારા ઊરમા માતો નથી "

"તો લાત મારો ન્યાતને ! એ માતને ! એ તાતને !
સહુ દેખતા ઝા'લો તમે હતભાગીનીના હાથને
સાથે રહી સુખ દુખ સહી સસારને શોભાવશુ,
ચાહી અનેરા પ્રેમથી જગ—જીવને લોભાવશુ "

**"જો પ્રેમ સાચો હોય તો, આ ભોગ કાંઇ વધુ નથી,**
**ડરતાં દિલો નિર્બળ ! અરેરે ! હાય ! હિન્દુસમાજથી.**
**જગની નજરમાં પાપ ! પણ પ્રભુ–દૃષ્ટિએ નિષ્પાપ છે,**
**વિશ્વાસ રાખો એમનો* નિર્મળ સદા ઇન્સાફ છે "**

નિર્બળ યુવક બોલ્યો પછી "લક્ષ્મી ! વદે તું ઠીક છે,
પણ ન્યાત નહિ છોડાય મ્હોટી તાત કેરી બ્હીક છે
ભૂલ્યો ! પડ્યો તુજ સાથ હુ પ્રેમે ! કર્યું મ્હે પાપ આ,
હિમ્મત બધી છૂટી ગઇ તુજ ગર્ભના પરિતાપમા "

---

* ઈશ્વરનો

" નિષ્ઠૂર થાવ ન નાથ ! બોલ્યા બોલ સંભારો તમે,
શરણે પધારી તવ દીધો'તો કોલ સંભારો તમે
આધારહીન આવી હતી તો આશરો દીધો હતો,
આશ્રય ! દિલાસો આપની પાસે પ્રભુ ! લીધો હતો "

"અબળા સરીખુ બળ તમે ! શું નાથ ! ના ધારી શકો?
ન્યાતિ ! સગાવ્હાલાં તણો શુ મોહ ના મારી શકો?
સિદ્ધાંત ! સાચા ટેક પર બળીદાન દ્યો બસ આટલું,
મૂઆ પછી એ એજ દુનિયા બોલશે એથી ભલુ."

"પણ એ અભાગીની ! ધરે કા મોહ આવો બાળનો ?
હુયે અરેરે ! કયા થયો ! આ ભોગ પાપી જાળનો
માબાપનો ને ન્યાતનો તુ ત્યાગ કરવા કે' મ્હને,
તો પેટમાના બાળનો તુ ભોગ પોતે કા ન દે ? "

" કર ગર્ભપાત દયા તજી ! એના વિના નહિ પાલવે,
માતૃત્વપદના મોહને લક્ષ્મી ! મૂકી દે તું હવે.
કર એટલુ ! તો એ પછી બ્હીવુ કશુ રે'શે નહી,
ઢકાઈ જાશે પાપ ! દુનિયા નામ પણ લેશે નહી "

"નિર્દય બનીને નાથ શુ ? હુ ગર્ભપાત ! અધમ કરૂ,
બાળક તણી હત્યા કરીને ઘોર પાપીની ઠરૂ !
ના, ના, કર્યું છે પાપ ! ને તેમા વધારો નહિ કરૂ,
' આકાશથી અવનીશ ! અવલોકે' નહી એ વીસરૂ "

"લક્ષ્મી ! સરળ આ વાત છે તોપણ સમજતી ક્યમ નથી ?
વિધવા ત્હને ! સતાન થાતા ! લોક શુ બોલે પછી ?
ત્હારે અને મ્હારે પછી રે'વુ અહીં ભારે પડે,
આ ગર્ભ ત્હારો તે ઉભયના પ્રેમમા વચ્ચે નડે"

**"દુનિયા ભલે બોલે ગમે તે ! (એ) આપણે જોવુ નથી,**
**નિષ્ઠૂર હિન્દુસમાજ માટે ! બાળને ખોવુ નથી.**
**દુનિયા તજો ! એની નજરમાં આ કલુષિત કર્મ છે,**
**ચાંડાળ સરખુ કૃત્ય કરવા કો'છ ! તમને શર્મ છે."**

નિર્માલ્ય કેવા નાથ ! છો ? કે ન્યાત છોડાતી નથી,
માબાપની માયા-પ્રીતિ પણ હાય ! તોડાતી નથી !
વળગી ભલે રે' ન્યાત તમને ! નહિ તમે વળગી રહો,
જૂના જમાનાના પ્રવાહોમા હજુ પણ શુ વહો ? "

'શુ એમ કે' છે તુ મ્હને ! કે ન્યાતની સ્હામે પડુ ?
ત્હારે લીધે ! હુ એક ! આખી ન્યાતની સાથે લડુ ?
રૂહી જ્ઞાતિ-બ્હાર જીવન સુધી ! સહુ લોકની આખે ચડુ ?
ભાલે કલકીત કાલિમા ત્હારે લીધે હુયે જડુ ?"

"અલબત્ત ! એમા આમ શુ ગભરાવ છો ? શુ થઈ ગયુ ?
નિર્જ સત્ય ! ને સિદ્ધાત આગળ શ્રેષ્ઠ-કર્મ બીજુ કયુ ?
જો એ ગયુ તો સૌ ગયુ, ને એ રહ્યુ તો સૌ રહ્યુ,
નિજ ટેક ખાતર ! નાથ ! આ જીવન વહ્યુ' તો છો વહ્યુ !"

" આજે પ્રભુ ! પરમાત્મન્ ! આકે કસોટી આપણી,
પરખાય પત્થર હોય તે ! ઝળકી ઉઠે સાચા મણી
હુ આપને ચરણે પડીને ! એક માગુ એટલુ',
આપ્યુ વચન તે પાળજો ! મરવુ અગર એથી ભલુ "

" આલોકમાહી અનાથ ! શરણે આપને આવી હતી,
ત્યારે તમે શુ બોલ બોલી ? નાથ બોલાવી હતી.
"જીવન સુધી પાળીશ **લક્ષ્મી** ! પ્રાણના ભોગે ત્હને.
તુજ માટ ! ત્યાગીશ ! તાતને નિજ માતને ! ને ન્યાતને "

" વેશ્યા થઈ ! તન ભ્રષ્ટ કરવા નહી દઉં **લક્ષ્મી** ! ત્હને,
નિષ્ઠૂર હિન્દુ-સમાજથી નિન્દાયલી વરજે મ્હને "
" શબ્દો સુધામય એ બધા આજે અરેરે ! કયા ગયા ?
કર્તવ્ય જ્યા હાજર થયુ ત્યા એ બધુ ભૂલી ગયા."

" આવેશમા બોલ્યો હતો એ ઊભરો બેસી ગયો,
માબાપ સાથે ન્યાતનો ભય દીલમા પેસી ગયો
**લક્ષ્મી** ! દીવાની આ યુવાનીમા અરે ! ભૂલી ગયો,
સાહસ અવિચાર્યુ' કરી આ પાપમા ડૂલી ગયો "

" મ્હોટો ભરોસો આપીને ! વિશ્વાસઘાત નહી કરો,
આશા તમારા પર બધી છે ! પ્રાણ ! એ હૃદયે ધરો
**શોચો ! તમારી ભૂલની હુ ભોગ થઈ છું રાંકડી, !**
**સમજો ! હવે છૂટી પડી કયાં જાય ફૂલથી પાંખડી ?"**

"નિર્દોષ પર ગૂજારવો અન્યાય આવો ના ઘટે,
એકજ પતિને ! આપને ! જીવન ધરી લક્ષ્મી ! રટે
જગની નજરમા પાપીની ! હુ નીચ ! થઈ છુ કલક્કીની,
પ્રિયતમ ! તમે જો ત્યાગશો ! તો પ્રાણ તજશે પખીની"

"અપરાધ કર એ માફ મ્હારો ! ભૂલ મ્હારી થૈ ગઈ,
નાદાનીમા અફ્સોસ ! મ્હારાથી (એ) પ્રતિજ્ઞા થૈ ગઈ
યૌવન તણા ઉન્માદમા મ્હે પાપ ત્હારાથી કર્યું,
અપવિત્રતાથી ઉભયનુ નિર્મળ શરીર અરે ! ભર્યું "

"સબધ મ્હારો થઇ ગયો છે લગ્ન પણ સત્વર થશે,
આજ્ઞા ઉલઘી તાતની પરણ્યા વિના શુ ચાલશે ?
ના, ના, હવે એ નહિ બને લક્ષ્મી ! મ્હને ભૂલી જજે,
પાણીગ્રહણ કરી અન્યનુ હુ ઇચ્છુ છુ સૂખી થજે"

"ભૂલી જજે ! લક્ષ્મી ! અભાગી–જીવ એના સ્નેહને,
ઈશ્વર પૂરે જો આશ તો મળશુ હવે પેલા ભવે
તુજ પુત્રનો હુ તાત છુ એ કોઇને કે'તી નહી,
જો ચ્હાય મ્હારૂ શ્રેય તો મમ નામ તુ દેતી નહી"

"કોને ભરોસે પ્રિય ! પણ છોડી મ્હને કો' જાવ છો ?
સાથે-રહી સુખ ભોગવ્યુ ન્યારા હવે કયા થાવ છો ?
નિષ્ઠૂર વર્તન આજનુ પ્રાણેશ ! તમને શોભતુ ?
હૈયુ ધડકતું ! સાંભળી તમ બોલ ! સ્હેજ ન થોભતુ"

"વિનવુ પ્રભુ! ઈશ્વર ભરોસે! એકલી છોડી જતા,
રે! હાય! મ્હારૂ શુ થશે? એ કેમ નથી વીચારતા?
અણુજાણ છુ આ ગામથી આધાર કોઇનો નથી,
વિશ્વાસ મ્હે મૂક્યો હતો સઘળો તમારામા પતિ"

"પણ શુ કરૂ? લાચાર છુ હુ કે કરી શકતો નથી,
જાહેરમાં વિધવા સહે! લક્ષ્મી! વરી શકતો નથી.
નાદાનીમા થઈ ભૂલ તે સૂધારી હુ શકતો નથી.
કે લોકનિન્દાથી ત્હને ઊગારી પણ શકતો નથી."

"નિષ્ઠૂર હિન્દુસમાજ છે તોપણ તજી શકતો નથી,
ખુલ્લો વિરોધી કોમનો કાયર! બની શકતો નથી.
તન મન વડે તુ શુદ્ધ છે તોપણ વરી શકતો નથી,
દાઝુ દિલે! કિન્તુ દયા તુ પર કરી શકતો નથી."

"દુર્ભાગીની લક્ષ્મી! બની તુ બાળવિધવા કર્મથી,
રે! રે! થઇ ચૂકી પતિત ત્હારા પતિવ્રત-ધર્મથી
સહુ દેખતા! પરણી! બધાના દેખતા વિધવા બની,
અસ્પૃશ્ય, અનઅધિકારીણી! નોધાઇ! તુ નિર્ભાગીની"

"ગતકર્મના ફળ ભોગવો! એના વિના ચાલે નહી,
અન્યાય- કોઇને કદી **અવનીશ**! એ! આલે નહી
પોતે કરેલા પાપની શિક્ષા બધાને થાય છે,
ગત જન્મમા ખવડાવનારા આ જનમમા ખાય છે."

" આ પૂર્વના સંચય કરેલા સર્વ કાળા પાપ છે,
શિક્ષા સહન એની કરો ! એ ઇશ્વરી ઇન્સાફ છે
ચઢતી તથા પડતી તણો કિસ્મત ઉપર આધાર છે,
એનો ભરોસો રાખ ! એ કિસ્મત બીજો કિરતાર છે "

"ના, ના, જશો ના ! લોકનિન્દાને નહી મ્હોટી ગણો,
કહીને બિચારીએ ગ્રહ્યા રડતા ચરણ યુવાનના"
આસુ ભરાયા આખમા અવલોકતા દેખાવ આ,
ઘુટણ પડેલી બાળની પાસે જઈ ઊભો ત્યહા

જોતા મ્હને એ બાયલો યૂવાન હા ! દોડી ગયો,
હતભાગીની એ સુન્દરીને એકલી છોડી ગયો
" ઓ, હા, પ્રભુ ! ના, જાવ " કે'તી દુખીની ભૂમિ પડી,
આસુ ભરાયા આખમા એવુ હૃદયસ્પર્શી રડી

ડરતે દિલે એ બાળયુવતીની કને હુ સચર્યો,
દીધો દીલાસો રાકને સતાપ શોક જરા હર્યો
હિમત અને ધીરજ મહા મુશ્કેલીથી હૃદયે ભરી,
રડતી અરેરે ! શાન્ત લક્ષ્મી ! આર્ય વિધવાને કરી

* * * * * * *

અફસોસ ! આવા તીર્થમા પણ દુષ્ટ કર્મો થાય છે,
રે ! પાપ આવા ! દેશમા આજે જુઓ ઉભરાય છે
સધવા અને વિધવા ઉભય અપવિત્ર પંથે જાય છે,
કૌમાર્યજીવન ભ્રષ્ટ થાતાં કૈંક હા ! દેખાય છે.

છે આર્ય વિધવા કેટલી? અધધધ! અમારા દેશમાં!
છૂપાં અનાચારો વધે! એ બાળરાંડયા-વેશમાં
એમાંનુ એક ઉદ્દાહરણ નયનો નિકટ મોજૂદ છે,
અપરાધી હિન્દુ સમાજ! સાચો તુંજ! એનો ખૂદ છે.

મ્હેં બ્હેન કહી ઉભી કરી ને ધર્મનો બધુ થયો,
ટુકાણુમા ઇતિહાસ મ્હારો મ્હેં સવિસ્તારી કહ્યો
સર્વેશના સોગન દઇ મમ ખડમા તેડી ગયો,
એ આર્ય વિધવા બ્હેનની પાસે પ્રતિજ્ઞા લઇ રહ્યો

“ ઓ બ્હેન! ત્હારા દુઃખ આ હુ ફેડવા બધાઉં છુ,
નોધારનો આધાર આજે ન્હેલન્હેલો થાઉ છું.
નિર્મળ હૃદયથી બ્હેન તુજ! અપવિત્ર હસ્તો સાહુ છુ,
ઇતિહાસ ત્હારો દર્દમય કે' જાણવા હુ ચાહુ છુ ”

ગદ્ગદ સ્વરે બોલી બિચારી “ ભાઇ કૈં પૂછો નહી,
નિર્દય જગતની આખમા હુ પૂણ્યવન્તી છુ નહી
અપવિત્ર મમ ઇતિહાસને પાને ભરેલુ પાપ છે,
મ્હારા ઉપર ઓ ભાઈ! હિન્દુસમાજના અભિશાપ છે ’

“પાપિષ્ટ છુ! મ્હારા ઉપર ના રે'મ-માયા રાખજો,
અવલોકી મ્હારા આસુડા દુઃખી તમે! ના-નહિ થજો.
છું લોકદ્રષ્ટે પાપીની મમ જન્મ પર ધિક્કાર છે,
ઓ ભાઈ! મ્હારા કામપર ને નામ પર ફિટ્કાર છે.”

" વિધવા છતા વેશ્યા સમી હું છુ જગતની આખમા,
પરણી, કુમારી હેઉ છુ (હુ) પરમાત્માની પાખમાં.
વિશ્વાસ આવે આપને તો આપ સાચુ માનજો,
હુ દેવ-સોગન ખાઉ છુ એ સત્ય બધુ જાણજો."

કે'વાઉ છુ હુ "આર્ય વિધવા બાળ પણ વિધવા નથી,
શાસ્ત્રાનુસારે જો જુઓ ! તો તેમ પણ સધવા નથી
પરણ્યા પતિનો હાથ મ્હે ! સમજુ વચે સ્હાયો નથી,
તેમજ હજુ એકજ પુરૂષ વિણ અન્યને સ્હાયો નથી "

"સ્વર્ગસ્થ સ્વામી ! સાસરાનુ સૂખ મ્હે જોયુ નથી,
પરપુરૂષમા ત્યમ સ્વપ્નમાયે ચિત્ત મ્હે પ્રેર્યુ નથી.
છુ બાળરાંડ ! અભાગીની ! જગ દૃષ્ટિએ-પરણી ભલે !
વિધવા નથી પણ શુદ્ધ આર્યાવર્તની સધવા હવે"

" એકજ પુરૂષની પ્રણયીની પતિવ્રત જરા વેચ્યુ નથી,
તન-મન વચનથી શુદ્ધ છુ સાચી સતી શિયળવતી.
કિન્તુ જગતની આખમા પાપિષ્ટ વિધવા નાર છુ,
હતભાગીની હુ ! ઉચ્ચ બ્રાહ્મણ કોમમા અંગાર છું."

આવેશભર બોલી પછી ચોધાર આસુ સારીયા,
ને હૃદયના ઉદ્વેગ પાસે મૌન મ્હારા હારીયા.
એ રોઈ ને રોયો હુયે છેવટ ઉભય છાના રહ્યા,
એના જીવન ઇતિહાસના પાના પછી એણે કહ્યા.

ઉત્કૃષ્ટ બ્રાહ્મણ-કોમમા ઓ ભાઇ! હુ જન્મેલ છુ,
નિર્દય જગતની આંખમા વિધવા તથા ચ્હડેલ છુ
હતભાગીની છુ જન્મથી લક્ષ્મી! રુપાળુ નામ છે,
સતોષ! સુખ ને સ્નેહ! જીવનમા ત્રણેય હરામ છે

રે! રે! જનેતા! જન્મ દેતા! આ જહા છોડી ગઇ,
ડંકો થતા! દેવેન્દ્રના દરબારમા દોડી ગઈ.
નિજ અર્ભકી (હુ) આખલેશ કેરા આશરે મૂકી ગઇ,
એ માવડી! સાથે મ્હને લેતા! અરે! ચૂકી ગઇ,

આ લોકમા કન્યા-જન્મનો મદ એક ઉમગ છે,
માતા મરે! ન્હાની વચે! એ દુર્દશાના ઢંગ છે
અળખામણી હુ તાતને હડધૂત થૈ થૈ ઊછરી,
હુ મા વિનાની બાળકી તે કેમ જાણે કુતરી

જનની જતા સ્વર્ગે જતન સતાનનુ થાતુ નથી,
માતા બરાબર તાતથી વાત્સલ્ય સચવાતુ નથી
કે'તી પુરાતન કાળની લાખો પિતાના લૂખમા,
પોષાય ના! સતાન જે! પોષાય માની કુકમા.

મ્હારા પિતાજી એક પત્નીવ્રત-નિયમ ભૂલી ગયા,
મ્હારે નસીબે ભાઇ! દ્વારો દુખના ખૂલી ગયા.
રે! સાવકી માતા મ્હને! મારે, વઢે, ચ્હોટી કરે,
પણ હોય સગ્ગી માત તો! ચૂમી ભરે! ક્રોટી કરે.

સ્વર્ગીય સુખડા એ ! અહા ! નહિ ભાગ્યમા સરજાયલા,
અફસોસ ! નિશ્વાસો ! નસીબે આસુડા નોધાયલા.
માતા વિનાના બાળકોનુ હાય ! જીવન ધૂળ છે,
માબાપહીન સતાન ! તે સહુના નયનની શૂળ છે

સ્નેહી સગા જો સઘરે તો લોક-લજ્જાએ કદી,
નિષ્ઠુર વર્તન તેમની સાથે કરે ! નિર્દય વદી.
જેને તજે માતા પિતા, તેને તજે દુનિયા બધી,
માલીકથી માબાપની ! કળિયુગમા કીંમત વધી.

તેમા વળી માતા ! ખરેખર મોક્ષ કેરૂ દ્વાર છે,
એના ચરણ-વદન-પૂજનમા પુત્રનો ઉધ્ધાર છે
જનની તણી સેવા પ્રથમ પૂઠે રહ્યા જગદીશ એ,
મા-પ્રેમનો લ્હાવો મળે એ ઈશ્વરી બક્ષીસ છે

દુર્ભાગીનીના દૈવમા એ વ્હાલ-પ્રેમ હતા નહી,
બાપૂ હતા, પણ નામના જાણે સગાય થતા નહી
રે ! સાવકીના સ્નેહમા પાગલ પિતાજી થઈ ગયા,
માતા નવીના મોહમા છેકજ મ્હને ભૂલી ગયા

અક્કરમી હુ જન્મી હતી, નિરયે અપરમા મારતી,
દશ વર્ષની હુ બાલિકા આસુ અરેરે ! સારતી,
નિશ્વાસ પર નિશ્વાસ હું રડતા હૃદયથી નાખતી,
ને શુ કરૂ ? સીતમ બધો મુગે મુખે આ સાખતી,

**અજ્ઞાત** નામે નગરમા જન્મેલ હુ હતભાગીની,
ઉછરેલ છુ ત્યા જન્મથી પરણ્યા સુધી હુ પાપીની
વખલોવખલ મા સાવકી ! મુજ તાતને ભભેરતી,
ખોટા ખરા વાકો બતાવી મારવા ઉશ્કેરતી

જ્યા પોતીકા પરના થયા ! (ત્યા) કયા ખોલવુ અતર જઇ ?
ફરિયાદ તાત ન સાભળે ! સગ્ગા પછી કે'વુ કહી ?
ન્યાયાધિકારી સાભળે નિર્દોષનુ નહી ત્યા પછી ?
કયા ન્યાય મ્હારે માગવો ? કરવી રહી કયા વિનતી ?

આશા અને જે ઓથ મનમા તાતની ! છૂટી ગઈ,
દુઃખ વેઠતા બધુ ! સહનશક્તિ ધીરજ ખૂટી ગઇ.
નિર્દય સિતમગર સાવકી સતાપ એનો આકરો,
આલોકમાહી સાવકા સતાનનો જાણો ! મરો

શત્રુ બની એ સાવકી ! માતા હૃદયના શ્રાપ છે,
ઓ ભાઇ ! અવલોકો દશા (તે) એના બધાજ પ્રતાપ છે.
ઉશ્કેરી મ્હારા તાતને મ્હારો વિવાહ કરી દીધો,
વિક્રય કરી ! બદલા વિષે લક્ષ્મી તણો ઢગલો લીધો

સમજુ અરેરે ! તાત પણ આ વાતમા સમત થયા,
મા સાવકીએ એમને આવે કૂચ થે દોરવ્યા.
રે ! દીકરીથી કામ દુનિયા આજની વ્હાલી કરે,
નિજ પુત્ર પુત્રી વેચીને પાપી જીવો ! પેટ ભરે.

અણુસમજુ ને અજ્ઞાન હુ શુ વેવિશાળ ન જાણુતી !
દશ વર્ષની હુ બાલિકા આનન્દ રમવે માણુતી.
ખાવુ પીવુ ને પ્હેરવુ સારૂ મ્હને ગમતુ હતુ,
નાહાનીમા મ્હારૂં હળુ (તો) વિશેષ મન રમતુ હતુ.

* * * * *

ગુણુવાન કે વિદ્વાનને કન્યા તણા ફાફા અતિ,
સદ્‌ગુણ, વિદ્યા વય જરા પણુ આજ જોવાતા નથી.
કુળવાન ને રુપવાન વર, ઘર, વૈભવો જોવાય છે,
ધનવાનના સતાનના અવગુણુ બધા ધોવાય છે.

લખલૂટ પૈસો હોય તો સહુ મૂર્ખતા ઢંકાય છે,
સર્વત્ર સન્માનિત થતો શ્રીમાન-સુત પકાય છે
સુખવાસી સુદર સાસરૂ, શ્રીમત જે ! શોધાય તે,
માબાપ લક્ષ્મી-લાલચુ નિજ સ્વાર્થ પર લોભાય છે.

સસારમા સહુને જુઓ કળદાર સાથે કામ છે,
ઘરડો અગર બાળક પતિ પરણાવવાથી કામ છે.
પૈસો મળે તો વય તથા વિદ્યા ઉભય આઘા રહે,
છો ને પછી ! સાૈભાગ્ય પુત્રીનુ રહે કે ના રહે.

કન્યા કૂવામા નાખતા બિહળ મશાણે બાપલા,
ઇચ્છા અનિચ્છા કયા રહી ? નાહાનીમા પરણાવતા.
માબાપ મારત્ઓ બને ! નિજ પુત્રીહત્યા થાય છે,
પરતંત્ર હિન્દુ-બાલિકાની જીંદગી કહેવાય છે.

બાળાવયે માબાપની આજ્ઞા નીચે રે'વુ પડે,
પરણી પતિ-મદિર પધારે ! સાસરે સ્વામી વઢે
વૃદ્ધા થતા વહુ-પુત્રના મ્હેણા બિચારી સાભળે,
પ્રમદા-જીવન પરતત્ર છે સ્વાતંત્ર્ય સ્હેજ નહી મળે

* * * * *

વેચી મ્હને ! માતા પિતાએ ભાઇ ધન વ્હાલુ કર્યું,
અણવિકસેલુ ફૂલ આ બેકદરના કરમા ધર્યું
દોરે જ્યહા ! ત્યા દીકરી ને ગાય બે દોરાય છે,
માલીક* બાંધે જે ખીલે મુગે મુખે બધાય છે

કૂળગોર ! કન્યાના દલાલે ! લગ્નનુ સાટુ કર્યું,
ભાવી પતિએ પોટલુ કળદારનુ ખાવા ધર્યું
**અણસમજુ દશની બાલિકા બત્રીસનો બીજવર પતિ,**
**બાંધે મડા સાથે મિઢળ ! દે ઇશ એને સન્મતિ.**

વરરાજ છપ્પન વર્ષના વહુજી બિચારા બારના,
આવા યુગલ અવલોકશો આ હિન્દુના સસારમા
પત્ની-પતિના જોડલા પુત્રી-પિતા સમ લાગતા,
પાપી પિતાઓ ! પુત્રીઓ શુ પેટ ભરવા માગતા ?

બાળા વરસ અગીયારની હસતી જતી'તી સાસરે,
અજ્ઞાત હુ સસારથી શુ લગ્ન ? નહિ જાણુ અરે
આભૂષણો અગે નવા મ્હાલુ અલકારો ધરી,
શ્રીમાન મળતા સાસરૂ મા સાવકીને વીસરી

*માબાપ-ધણી

જ્યા બારમુ બેઠુ મ્હને ત્યા લગ્ન લેવાયા અરે !
ઘોડે ચઢી બીજવર પતિ આવી ઉભા અમ આગણે
ચોળાયલી પીઠી લગનની (મ્હેં) ચુદડી પ્હેરી હતી,
કકણુ તથા મીઢળ કરે કચુકી અગ ધરી હતી

અર્ધાગનાપદ આજ હા ! શોભાવવાની હુ હતી,
શરમાળ મુજને આ સમય મા સાભરી ! રડતી હતી
કન્યા ટળી કાન્તા હવે પળમા થનારી હુ હતી,
શૃંગાર વસ્ત્રે સજ્જ મડપમા જનારી હુ હતી

એવે થતી હો હા ! અચાનક મડપે ! મ્હે સાભળી,
ભાવિ-પતિ બેહોશ બનવાની ખબર આવી મળી
કે રોગ બૂરો એમને મડપ વિષે પછડઈ પડયા,
આવ્યો અચાનક તાવ ને બેશુદ્ધ હા ! પળમા થયા

વ્યાકૂળ બની હુ જાણવા અવલોકવા ભરથારને,
એવુ અમગળ શુ થયું ? થાનાર હૈયાહારને
શૃગારસજ સત્વર ઉઠી, હુ બારીએ દોડી ગઇ,
ભાવિ પતિની ત્યા મ્હને પૂરેપૂરી ઓળખી થઇ

બત્રીસના બીજવર નહી, બાવન વરસના પણ પતિ,
વય બારની નિર્દોષ જ્યારે બાળકન્યા હુ હતી
આસુ ભરાયા આખમા ! અફસોસ શય્યામા પડી
ઓ ભાઈ ! મગળ લગ્નને ! દા'ડે અરેરે ! હુ રડી

એવે પિતાજી સાથ જ્ઞાતિ-શેઠ ત્યાં આવી રહ્યા,
રકતે હૃદય મ્હે તાતના બન્ને ચરણ બધુ ! ગ્રહ્યા
બોલી ! “પિતા ! ઓ તાત ! આ મ્હારે લગ્ન કરવું નથી,
ઘરડા ધણીની સાથ બાપૂ ! આ ભવે વરવું નથી ”

“હું આપઘાત કરીશ, જો એની સહે પરણાવશો,
આ લગ્નથી નક્કી પિતાજી ! લક્ષ્મીને ગૂમાવશો.
હું મા વગરની દીકરી છું, તાત ! રે’મ જરા કરો,
સ્વર્ગસ્થ મ્હારી માતની તો યાદ કંઇ ઉરમાં ધરો”

આથી દયાળુ દીલ મ્હારા તાતનું પિગળ્યું જરા,
મૃત માવડીની યાદથી આંસુ ભરાયા આંખમાં.
એ ચી મ્હને પાસે પિતાએ હાથ માથે ફેરવ્યો,
“છાની રહે ! બેટા !” કહી આંસુ લુછયા, પ્રેમે અહો !

કુળગોર ને મા સાવકીથી વેવિશાળ થયા હતા,
યુવાન કે ઘરડો પતિ ! જોવા ન તાત ગયા હતા
બત્રીસ વર્ષ માની લીધેલી માતના કે’વા થકી,
ન્હોતી ખબર ! છપ્પન વરસના વૃદ્ધ છે મ્હારા પતિ

વિશ્વાસ રાખી માત પર મ્હારો વિવાહ કર્યો હતો,
ઘરડો જમાઇ જોઇને ! આજે મિજાજ ફર્યો હતો.
રોગીષ્ઠ તન ! તેમાં વળી જાહેરમાં આવી ગયું,
રડતી મ્હને અવલોકતાં પૂરૂં હૃદય ભીનું થયું.

સમક્ષ મ્હારો ફોક કરવા આ ! ઉરે તાતે સ્હ્યું,
"હયો હઠ જ્ઞાતી શેઠ ! પ્રભુ " બોલ્યુ હૃદય કરુણાભર્યું.
રોગિષ્ઠ ! આવા વૃધ્ધને મમ છોકરી દેવી નથી,
વિધવા બનાવી ! હાય ! એની જીવનભર લેવી નથી"

"વિશ્વાસ પર ! અણજાણતામા કામ આવુ થઇ ગયુ,
*સ્ત્રીની નિકટ ×સદ્‌ભાગ્ય જોવાનુ અરેરે ! રૂહી ગયુ "
"પૈસો બધો હયો ન્યાતમા ને લગ્ન અટકાવો તમે,
નાદાનનો ભવ બાળવો એ શેઠ ! શુ તમને ગમે ? "

"શત્રુ બની આ સાવકી એનુજ કારસ્તાન છે,
વરનાર છે એનો સગો, તેથીજ આ તોફાન છે.
ઉંધુ મ્હને સમજાવીને આ લગ્નમા સંમત કર્યો,
ભાગ્યે ભુલાવ્યો ! હાય ક્યા વિશ્વાસ વામા પર કર્યો ?"

વિનતિ કરી તાતે ! તથાપી શેઠ-દિલ ડોલ્યા નહી,
નિષ્ઠુર જ્ઞાતિ-શેઠ ! મીઠા શબ્દ હા ! બોલ્યા નહી
આ દુષ્ટ ધારો ન્યાતનો એ શેઠ તોડી ના શકયો,
સપડાયલા નિર્ધનને નિષ્ઠુર ! છોડી ના શકયો.

બોલ્યો, "કદાપી ન્યાતનો ધારો ઉલઘી ના શકો,
વિવાહ કીધા એક વેળા એ ન ઓછ'ડી શકો.
આજે તમે તોડો ! તમારૂ એવું કાલ બીજા કરે,
વાધો પડે કે જ્ઞાતિના મનફાવતા પગલા ભરે."

---

* સ્ત્રી × સ્વામી

**નિષ્ઠૂર ન્યાતિશેઠ ને નિષ્ઠૂર ધારા ન્યાતના,**
**નિર્દોષ નિર્ધન જીવને છાંટા ઉડાડે પાપના**
નેતા અમારી ન્યાતના તે દાસના પણ દાસ છે,
વર્ષો વિત્યા ! આવા કૂધારાના તથાપી ત્રાસ છે

બોલ્યા સજળ નયને પિતા " ઓ બ્હેન ! ભૂલી જા બધુ,
છે દોષ તુજ દુર્દૈવનો આ વાતમા સહુથી વધુ
કર્મે લખેલા કાન્તને **કિરતાર** માની પૂજ તુ,
**ઈશ્વર**-ભરોસે આ જીવન ! સસાર-દરીએ ઝૂઝ તુ "

બાપૂ નહી બોલી શકયા, હુયે કશુ બોલી નહી,
ઉહ્નની વરાળો દીલની આગળ પછી ખોલી નહી
**પરમેશને** માની પતિ પાણીગ્રહણ મનમા કર્યું,
પૂજન કરી પધરાવીયા હૃદયે ! જીવન ચરણે ધર્યું.

ભવ બાળવા ! ઘરડા પતિ ! એ હોશમા આવ્યા ફરી,
વરપક્ષવાળા સાથ કૂળગોરે છૂપી મસલત કરી.
જલ્દી પતાવી નાખવા ભૂદેવની આજ્ઞા થઈ,
હુ શ્રાપ દેતી નવવધૂ મડપ વિષે રડતી ગઈ

માદા પતિના હાથમા સૌભાગ્ય-કર મ્હારો દીધો,
રે ! રે ! ચીરાતે કાળજે મ્હે લગ્નનો લ્હાવો લીધો
માદા પતિને હાથ ઝાલીને ભૂદેવે દોરવ્યા,
કસાર પણ ખાધો ન ખાધો ચાર મગળ ફેરવ્યા.

મંડપ વિષેથી તાવ લઇ (ને) મ્હારા પતિ કાશી ગયા,
મહીઅર વિષે મૂકી મ્હને એ તુર્ત ઘરભેગા થયા
વ્યાધિ વધ્યો કે શું થયું? એની ખબર શ્રી ઇશને,
મ્હોંચ્યા પતિ પરલોકમાં મળવા પ્રભુ! જગદીશને

ત્રીજે દિને આવી ખબર કે–'બાળવિધવા હું બની,
છોડી ગઇ સંસારને મ્હારી પ્રતિમા પ્રેમની
કલ્પો તમે! કલ્પાય તો! આઘાતની આ વેદના,
હું શું લખું? ને શું વદું? એ કૈં મ્હને સમજાય ના

આઘાત લાગ્યો કારમો પાગલ પિતાજી થૈ ગયા,
ધિક્કારતા મમ માતને મ્હારા ઉપર છૂટી દયા
આખો દિવસ એ લઇ મ્હને એકાન્તમાં રડતા હતા,
વિધવા વદન મુજ જોઇને સંતાપથી બળતા હતા

મા સાવકીના સ્નેહને તાતે પછી છોડી દીધો,
નિજ સ્નેહ તેમજ જીવ મ્હારામાં બધો જોડી દીધો
મિલ્કત બધી હતભાગીનીના નામ પર તાતે કરી,
આવા પિતાના ચાહથી હું દુઃખ મ્હારૂં વિસરી

સોપ્યું-મ્હને સર્વસ્વ તે મા સાવકી જાણી ગઇ,
મ્હારા ઉપર ને તાત પર સિંહણ સમી ઘુરકી રહી
ગાળો દીધી! ઠાલી રડી! પણ કાંઇ ગણકાર્યું નહી,
સ્વાર્થી અને ઢોંગી રૂદન તાતે ઉરે આણ્યું નહી.

રે ! હાય ! તમને શું કહું ? બધું પછીથી શું થયું ?
પ્રેમી પિતાનું છત્ર પણ ! અફસોસ ! માથેથી ગયું
ખવડાવી દીધું ભોજને એવું કશું મુજ તાતને,
જેથી બન્યા ગાંડા પિતા ! ધિક્કાર આવી માતને

ઝેરી દવાના સેવને પાગલ પિતાજી થઇ ગયા,
શુદ્ધિ તથા બુદ્ધિ વિનાના બાપડા ! લેખઈ ગયા.
ગાંડા થતા બાપૂ ! અપરમા રાંક પર ગુસ્સે થઇ,
નિષ્ઠુર એ ! મ્હારા વિષે ! શું લોકમાં બોલી રહી ?

" ભેળી કશું ખોરાકમાં ગાંડા બનાવ્યા બાપને,
દોલત સહુ લીધી લખાવી, બ્હેન ! શું કહું આપને ? "
પાડોશની પ્રમદા કને જઇ, જુઠું આવું બોલતી,
પોતે કરેલા પાપનો આરોપ મુજ પર ઢોળતી

* * * * * *

ને એક ! તે મધરાત ! જ્યારે હું અહા ! જાગી પડી,
સૂતેલ ભાળી આગગાડીમાં અને પુષ્કળ રડી
મા સાવકીનો કો સગો મ્હારી કને બેઠો હતો,
સમજાયું, મુજને સાસરે, તે હાય ! તેડી જતો હતો

ગાંડા બનાવ્યા નાથને, મુજને ધકેલી સાસરે,
સંપત્તિ મેળવવા ! જુઓ ! પાપાત્મા ! શું શું કરે ?
વિધવા બનેલી બાળકી હું સાસરે આવી રહી,
અવશેષ જે સુખની કણીકા, તેય જીવનથી વહી

નિષ્ઠુર સાસુ વૃદ્ધ ! નણુદી ! ભાઇ ! તમને શુ કહુ ?
રે ! ત્રાસ સહુનો એટલો ! એથી ભલુ મૃત્યુ ચહુ
ચાકરડી પેઠે હુ બધાનુ કામ કરતી સર્વદા,
સાસુ વઢે ! નણદી લઢે ! કોને કહુ એ આપદા ?

ટાઢો સુકો હુ રોટલો ખાઇ પડી રોતી હતી,
નિશ્વાસ મૂકી સાવકીને શ્રાપ હા ! દેતી હતી.
ઓભાઈ ! સાસરીઆ નહી, પણ સર્વ એ શત્રુ હતા.
ક્યાં જાય ? ને કોને કહે ? હતભાગીની જીવનકથા

કાશીથી રહ્યુ ક્યા દૂર ! મ્હેં મ્હેસાણ પણ જોયુ નથી,
મહિયર વિષે પણ કોણ મ્હારૂ ? કોઇ દુનિયામા નથી.
આખા જગત્મા એકલી કોઇ સગુ મ્હારૂ નથી,
આ લક્ષ્મીનુ અસ્તિત્વ આલમને જરી પ્યારૂ નથી

હુ રોઉ છુ મુજ દેશને દુર્ભાગ્યને રોતી નથી,
મ્હારી દયા ખાનાર હુ તો કોઇને જોતી નથી.
એવે દયાળુ દીલ મ્હારી દૃષ્ટિએ પડતુ નથી;
આસુ ભરે ! એવુ જગતમા એક પણ જડતુ નથી.

ઓ ભાઇ ! "મ્હારી" કહી મ્હને એવુ હવે એકે નથી,
કહેનાર પ્રેમે "આવ" આજે એટલુ એકે નથી.
વીસુ વરસ સુખ દુ:ખમાં ઓ ભાઈ મ્હારૂં સાસરે,
કઢાળીને ત્રાસી બઈ આવી શ્વસુરને આશરે.

ઘરકામ, કજીયા કલેશ ને કલ્પાતથી માદી પડી,
ખાધા વિના હુ એક દિન એકાન્તમા જઇને રડી
પુષ્કળ ભરાયો તાવ શય્યા પાથરી પોઢી ગઈ,
નણુદી વઢકણી એટલામા શોધતી આવી તહી

" શાની સુતી છે ? શુ થયુ ? શુ ધાડ આવી છે ત્હને ?
વાસણ* પડયા છે રાતના તે નાખ અજવાળી હવે "
ધીરે સ્વરે હુ બોલી " મ્હારા જીવને સારૂ નથી,
માથુ ભમે છે ! એટલુ આજે કરી લ્યો મુજ વતી "

" બબ્બે વખત તો ખાય છે, શુ થાય છે ? માથુ દુખે,
શોધેછ શેઠાણી બની શું સૂઈ રે'વાનુ સુખે ?
માદા થવાના ઢોગ આ કરજો બધા પીએરીયે,
આ સાસરાના આશરામા એ જરા ના પાલવે "

" ચોઢ મફતનો રોટલો તે કોણ રોજ કપાળમા ?
ભાભી ભણેલા શીખવો+ શુ છોકરા (ને) નિશાળમા ? "
એ બોલ ! બાણો તોલ ! એ બધુ હૃદયમા વાગીયા,
ભોજન અરે એ ! સાસરાના ઝેર જેવા લાગીયા

**રે આર્યવિધવાને સુવા મહીઅર શ્વસુરે ઓટલો,**
**ખાવા મળે ! ટાઢો સુકો એ ઓશિયાળો રોટલો.**
તાવે ભરેલો હાથ ઝાલીને મ્હને ઉભી કરી,
નિષ્ઠુર નણુદીએ ન અણુકારી અરજ આંસુભરી

---

* એઠા  + શીખવો છો.

ટાઢે થથરતી, કંપતી વાસણ વિછળવા, માજવા,
બેઠી ! છતા મ જાય શાના ! હાથ લાગ્યા ધ્રૂજવા
ખર ખર ખરે ! આસુ અરેરે ! આ અભાગી આખથી,
વાસણ ન મ જાયા વિરા ! એ માદગીના વાકથી

બેસી રહેલી ભાળતા નણુદી મ્હને ઘુરકી ઉઠી,
'કમજાત !' કહીને લાત મ્હારી છાતીમા એણે મૂકી
ટપલા ઘણા માર્યા અરેરે ! ચીમટા ગાલે ભર્યા,
વાળો વિખાયા ગાળ દીધી તોય હૈયા ના ઠર્યા

રડતી કકળતી બારણે ઘસડી મ્હને કાઢી મૂકી,
હતભાગીનીના હાલ પર જોયુ નહી એણે ઝૂકી
તાવે ભરેલુ અંગ રસ્તા પર ઉભી રડતી હતી,
ઓ ભાઇ ! મ્હારે સાસરે ! પણ (હુ) સર્વને નડતી હતી

જેને તજી દે આ જગત્ સર્વેશ તેને સંઘરે,
આપત્તિમા અગણિત અનાથો ! એમનો આશ્રય ગ્રહે
હુયે હરીને આશરે એ સાસરૂ છોડી ગઇ,
જ્યા ભાગ્ય દોરે ત્યા જવા દુર્ભાગિની દોડી ગઈ

પાડોશમાનુ ઘર અમારા ન્યાતિબંધુનુ હતુ,
તેમા -દયાળુ- એક દિલ [illegible] તરુણ વસતુ હતું,
નિત્યે દિલાસો આપતો મૂઝાવતો'તો તે મ્હને,
એકાન્તમા જઈ આપવીતી જઇ કહી (તે) યૂવાનને.

" ઓ ભાઇ ! જીવતા નર્કથી આ, આપ ઉદ્ધારો મ્હને,
શરણું તમારે ! આવી ઊગારો અગર તારો મ્હને
મહીઅર મૂકી આવો મ્હને હુ એક માગુ એટલુ,
બળતા હૃદયને ઠારશો તો શ્રી હરી ! કરશે ભલુ "

આસુ ભરાયા આખમા આ વાત મ્હારી સાભળી,
પલળ્યુ હૃદય યૂવાનનુ અભિલાષ અતરની ફળી.
પોતે ટીકીટ કરાવી આપી જેમ કો જાણે નહીં,
આભાર માની એકલીએ વાટ મહીઅરની ગ્રહી.

બળતા હૃદયની બાળકી પીએરમા આવી પછી,
અણુચિતવી જોતા મ્હને સ્થભી ગઇ મા સાવકી
રે ! હાય ! ધગધગતે કલેજે–તાતને ભેટી પડી,
રૂહી સાસરાના સૂખ નૂકી પોક છૂટી, હુ રડી

માદા પિતા–મ્હારા પથારીમા પડયા લવતા હતા,
'લક્ષ્મી ! અહા ! લક્ષ્મી' કહી ગાડા બની રડતા હતા.
દોડી ગઇ એ દેખતા ને અપરમા જોઇ રહી.
"ઓ તાત ! આવી" બોલતાં હુ શુધ્ધ મુજ ખોઇ રહી "

માદા પિતા દેખી મ્હને–ડાહ્યા અચાનક થઈ ગયા,
" લક્ષ્મી ! અહા બેટા ! પધારી શુ ?" વહી બાઝી પડયા.
શયતાન માડી સાવકી ક્ષણભર ત્યહાં થોભી નહી,
રે ! શબ્દ સરખો એ અમારી વાતમાં બોલી નહી

મમ શુષ્ક કાયા જોઈને તાતે નયન આસુ ભર્યાં,
અકકેક આગળ દીલના ઉભરા અમારા ઠાલવ્યા
બોલ્યા પિતા "**લક્ષ્મી** ! હવે હુ પલકનો મહેમાન છુ,
સભાળજે ! હુ તો હવે પાકેલ ખરતુ પાન છુ "

"ઇચ્છા ત્હને મળવા હતી, છેવટ ! ઇશે પૂરી કરી,
સતોષથી સ્વર્ગે જવા" કહી આખ આસુડે ભરી
શય્યા નીચેથી બાપૂએ કાગળ લખેલો કાઢીયો,
કપિત કરે ! ધીરે રહી ! મમ હસ્તમા એ આલીયો

"લે બ્હેન ! ત્હારા બાપનુ આ વીલ, મૃત્યુ-કરાર છે,
મ્હારા મરણ પૂઠે ત્હને સપત્તિ સહુ મળનાર છે
બેટા ! વિચરજે સત્યથી વિધવા-નિયમને પાળજે,
તુજ કૂળ, કીર્તિ, કૂખને રહી શુદ્ધ તુ સભાળજે "

તાવે તફડતી કાય મ્હારી તે સમે ધ્રુજી રહી,
એકે લીટી ઉત્તર પિતાને આપવા સૂજી નહી
અતિમ-દશા અકકરમી હુ નિજ તાતની નિર્ખી રહી,
એ પત્ર લેતા આખમાથી આસુની ધારા વહી

જ્યા પત્ર લીધો હાથમા ત્યા સાવકી આવી પડી,
છીનવી લીધો એ પત્ર મ્હારા હાથમાથી તે ઘડી
ગર્જી ભયકર ' હુ છતા આ છોકરી વારસ થશે ?
દુખ ભોગવી ઝૂરીશ હુ ને સુખમા એ મ્હાલશે ?

" લાંબા વખતથી શોધતી તે આજ આવ્યો હાથમાં,
ખાધું નથી મ્હેં પેટભર આ પત્રની પંચાતમાં
જે વર્ષભર છૂપો રહ્યો તે આજ ખુલ્લો થઇ ગયો,
સંશય હવે મ્હારા હૃદયમાંથી સમૂળો વહી ગયો '

મ્હારા પિતા અફસોસ ! બોલી દ્રશ્ય આ નિર્ખી રહ્યા
મૂક્યો કપાળે હાથ ! નિશ્વાસે નયન અશ્રુ વહ્યા
ગાડી બની શબતૂલ્ય જેવાં તાતની ઊપર પડી,
દુર્ભાગીની દુર્ભાગ્ય પર ખુલ્લા હૃદયથી હું રડી

હૈયું ભરાયું તાતનું ઉકળ્યું હૃદય બોલી પડયા,
માંદા છતાં આવેશભર શય્યા વિષે ! બેઠા થયા
"નિષ્ઠુર ઓ નાગણ ! દયાળુ થા ! દયાળુ થા ! જરી,
નિર્ભાગીની આ બાળકી પર રે'મ કર કૈ સુન્દરી !

" શી રે'મ ? ને શી વાત ? તે કૈં પણ સમજતી હું નથી,
છે એ તમારી છોકરી મ્હારી કૂખે જન્મી નથી
મિલ્કત બધી લખી આપતાં મ્હારી દયા આવી હતી ?
ના તો પછી એની દયા ! આવે મ્હને ! કો' કયા થકી ?"

"રસ્તે રઝળતી ! ભીખ માગી ખાય કે રવડી મરે,
કરણી પ્રમાણે ફળ મળે છે કોઈ એમાં શું કરે ?
નહિ પત્ર, કે તેડું, છૂપાઈ એકલી આવી અહીં,
(કેવી) એવી તમારી છોકરી તમ નામ શોભાવી રહી "

"ઓ રા ડા!"કે'તા સાદ મ્હારા તાતનો ફાટી ગયો,
બેશુદ્ધ થઇ પટકઇ પડયા આત્મા અમરપથે વહ્યો.
"ઓ તાત !" મૂકી પોક એવી એમના શબ પર પડી
ઢોંગી અપરમા ! લોકને દેખાડવા સાથે રડી

પ્યારા પિતા પરલોકમા પુત્રી તજી ચાલ્યા ગયા,
હતભાગીની **લક્ષ્મી** ઉપર આવી નહી બધુ ! દયા
વિધવા અપરમાતા બની વિધવા હતી હુ બાળકી,
માએ બધુ ખૂચવી લીધુ લુગડા ઘરેણુ * સપતિ

આવી બનાવી, બાપ મરતા, સાવકી બોલી પછી,
જા રાડ ત્હારે સાસરે ન્હાસી અહી આવી હતી ?
ઘુટણુ પડી કરજોડીને તવ મ્હે કહ્યુ ગદ્ગદ સ્વરે,
" ઓ માત ! પાછી સાસરે ! ના–ના ન મોકલતા મ્હને "

" અહીંયા રહી ! નિત્યે કરૂ મા ! આપની હુ ચાકરી,
પણ સાસરૂ આ જન્મમા જોવુ નથી મ્હારે ફરી "
" બેઠા મળે ભોજન અહીં તે સાસરૂ શાનુ ગમે ?
તુ એમ માને ! માત રાધે ! બેડી બેઠી તુ જમે ! "

મહિનો નહી પૂરો થયો ત્યા તો વળાવી સાસરે,
પાછી ફરી આવી પુગી યમદૂતને હુ આશરે
પેલો અપરમાનો સગો ! **કાશી** ફરી રાખી ગયો,
સમજાવી સાસુ નણદીને ! નર્કાલયે નાખી ગયો.

---

* પૈસા

વિજળી અને વરસાદ પાછો હાય ! આરભઇ ગયો,
પીએર ન્હાસી કેમ ગઇ ? પૂરવાર વાક પ્રથમ થયો
માર્યો નણદે માર ભૂખી એક ઓરડીમા પૂરી,
ઓ ભાઇ ! તમને શુ કહુ ? મુજ શુ થઇ હાલત બૂરી ?

બે દિન શિક્ષા સખ્ત કારાવાસની સેવી અરે !
હતભાગીની લક્ષ્મી ફરી ! ખાડે કૂટે, પાણી ભરે
પાષાણુ હૃદયીઓ બધા એકજ વખત ખવડાવતા,
ન્હાની નજીવી ભૂલ માટે ! માર નિર્દય મારતા

પત્થર જડેલા ચોકમા (કયા તો) પડશાળમા બારે ઘડી,
કતાણુના એ કોથળા પર રાતભર રે'તી પડી
કચરો પૂંજો ! ને રાધવુ ! પાણી ભરૂ ! દળતી અહા,
વાસણ અજીઠા માજતી ને વસ્ત્ર ધોતી સર્વના

શય્યા બધાની હુજ દાસી રોજ પાથરી આપતી,
નવરાશ આખા દિનમા મ્હારે નસીબે ના હતી
માથુ દુખે ! તબિયત લથડતી રડતી અતે થાકતી,
પણ એ બધુ કોને કહુ ? નિશ્વાસ કેવળ નાખતી

* * * * * *

ભોજન કરીને એક દિન નણુદી પથારીમા પડી,
પુસ્તક લીધુ જ્યા વાચવા ત્યા ઝોળીમા બાળા રડી
છૂટયો હુકમ મ્હારા ઉપર "જલદી જઈ, જા, લાવ તુ,"
આજ્ઞા થતા એ અર્ભકી લેવા ગઇ તવ તુર્ત હુ

**માઠુ થવાનુ હોય ત્યારે ભાગ્ય નિજ ભૂલાવતુ,**
**પડતા ઉપર પાટુ પડે ! દુઃખ એક સાથે આવતું**
**જેની ઉપર દુર્ભાગ્ય, દીનદયાળ કોપે કે રુઠે,**
**આલમ બધી એની ઉપર અફસોસ ! અવળી થૈ ઉઠે.**

સવળા પડે સહુ દાવ જ્યારે ભાગ્ય માણુસનુ ફરે,
અવળા પડે દાણા બધા જ્યા કર્મના જળ ઊતરે
એવો પ્રભુનો ન્યાય કે – ભરતી વિષે ભરતી થતી,
આખે ચઢે ના કોઈને– જ્યા એક સમ ખાવા નથી.

ઝળકે સિતારો ત્યા પછી સુખ એક સાથે આવતા,
રડનારને ચોમેરથી દુઃખના સમુદ્ર રડાવતા,
વાકી વિધાતા ભૂલવી વિપરિત અરેરે ! થઈ ગયુ,
અફસોસ બનવાકાળ તે ! મ્હારે વિષેય બની ગયુ

દોડી અહા ! ઊતાવળી ત્યા આખમા કચરૂ પડયુ,
પાણી ભરાયા આખમા દુર્દૈવ અહી આગળ નડયુ
હુ અધ આખો ચોળતી એ પારણા પાસે ગઈ,
ઝોળી વિષેથી બાળકી લીધી બરાબર પણ નહી

અધીં ઉઘાડી આખ દુઃખ અસહ્ય ! જોઇ શકી નહી,
રડતી ઉછાળા મારતી એ બાળકી છૂટી ગઈ.
પડતા ભૂમિ ! નાદાન બાળે ચીસ નાખી જોરથી,
નણદી તણે કાને પડી આવી ઉભી તે દોડતી.

નીચે પડેલી છોકરી જોતા મગજ વિફરી ગયો,
જોકે નજીવો વાક પણ વાદળ સમો મ્હોટો થયો
ધકકા અરેરે ! લાત છાતીમા દયાહીને મૂકી,
અમળાવતી એ કાન હુ કરજોડીને ચરણે ઝૂકી

કલ્પાત મ્હારૂ સાભળી પાડોશથી યૂવાન તે,
દોડી ત્યહા આવ્યો, મૂકાવી ક્રૂર નણદીથી મ્હને
વચમા પડયો એ બાપડો તવ દુષ્ટ નણદી ઊચરી,
"લે ખાસ ત્હારો આવીયો છોડાવવા ! જોતો ખરી !"

આરોપ આવો સાભળી મ્હારૂ હૃદય ચીરઇ ગયુ,
ભાવિ-ભરોસે એ દયાળુ દિલ મ્હને છોડી ગયુ.
પણ હુ હવે હારી હતી નિશ્ચય કર્યો, રે'વુ નહી,
મરવુ સરિતામા પડી પણ દુ ખ આ સે'વુ નહી

નિશ્ચય કરી પાકો હૃદયમા રાતના હુ સચરી,
મરવા અરેરે ! કેડમાહી એક છૂપાવી છરી.
ઝાખો દિવો પાડોશના એ દ્વારમા બળતો હતો,
પેલો યુવક એ ખડમા લઇ ગ્રથ ગણગણતો હતો

છાતી ધબકતી ! ધ્રૂજતી ! ડરતી પગથીઆ હુ ચઢી,
એ અર્ધ ખુલ્લા દ્વાર વાટે ખડમા હુ જઇ પડી.
અગીઆર વાગે રાતના અણધારી જ્યા નીર્ખિ મ્હને,
આશ્ચર્ય પામ્યો ! એકદમ ચમકી ઉઠયો યૂવાન એ

માબાપ ઘરમા વૃધ્ધ તેના કોઇ બીજુ ના હતુ,
વર્ષે વતન જે આવતુ ઘર-ખર્ચ તેથી ચાલતુ
પળ વાર તો હુ મોન ધારી "શુ વદુ?" ઉભી રહી,
છેવટ શરમ છોડી સજળ નયને કરુણ-કથની કહી

"**લક્ષ્મી અભાગીની** ! ખરેખર જાય છે, મરવા હવે,
અતિમ સમય હતભાગીની આવીછ મળવા આપને
આખા જગત્મા કોઇ મ્હારૂ હોય ! તો કેવળ તમે,
મરતા સ્મરણ જે થાય કો-નુ ! એક એવા તો ! તમે"

તે બોલીયો, "**લક્ષ્મી** ! જરા તુ થોભ કે' જીવન-કથા,
સાહસ કરી ના બેસતી, સભાળજે મરવા જતા
આશા અમર છે માનવીની રે ! નિરાશીત થાવ ના
સુખ જોઇને મલકાવ ના, દુખ જોઇને મૂઝાવ મા"

અથથી ઇતિ ઇતિહાસ તવ આ ભાઈ ! મ્હે એને કહ્યો,
છૂરી બતાવી ને વદી "રસ્તો હવે બસ આ રહ્યો"
"હા હા અરે ! **લક્ષ્મી** ! કહે, શુ કામ ? ને કયા જાય છે ?"
મરવા અગર વરવા હવે હતભાગીની આ ન્હાય છે

જેયાછ તમને ત્યારથી સોપી ચૂકી છુ દીલ આ,
શાને ડરો ? હતભાગીની આ શુધ્ધને સ્વિકારતા ?"
"ના ના નહી **લક્ષ્મી** ! અધમ પગલુ ભરી શકતો નથી,
વિધવા ઠરી જે ન્યાતમા તેને વરી શકતો નથી"

છૂરી ઉગામી, છાતીમા તે ભોકતા બોલી પછી,
આજે અભાગી લક્ષ્મીને જોશો તમે ના જીવતી
વાણી હૃદય છે શુધ્ધ તેમ પવિત્ર મ્હારૂ અગ છે,
સમજુ તમે ! હુ શુ કહુ ? આ નિષ્કલકીત સગ છે”

આવેશમા ઊગારવાનો કોલ હા ! આલી દીધો,
‘પાળીશ જીવના જોખમે’ કહી હાથ મુજ ઝાલી લીધો
પણ હાય ! ન્હોતી જાણુતી એ દૂધનો છે ઊભરો,
અગ્રેજી ભણુતરનો ઉછાળો, પલક નહિ ટકશે ખરો

વિશ્વાસ રાખ્યો બોલ પર ‘લીધી પ્રતિજ્ઞા આકરી,’
મ્હે પણ પતિની ભાવના સર્વસ્વ એનામા ભરી
કન્યા કુમારી ચૌદની યૂવાન એ વય વીસનો,
અભિલાષ અતરની ફળી આભાર માન્યો ઇશનો

બે દિન તો હુ સુખદુખે પણ સાસરેજ પડી રહી,
ત્રીજે દિવસ રાતે અમે નક્કી કર્યું ‘જાવુ કહીં ?’
“કરી નોકરીની વાત આશિર્વાદ લઇ માબાપના,
નક્કી કર્યુ **મુબાઈ** જાવા કાલ લક્ષ્મી ! રાતના ”

“શકા પડે નહિ કોઇને એ ખાસ તુ સભાળજે,
તૈયાર થઇને સ્ટેશને જોજે ! વખતસર આવજે ”
હરખાઈ હુ આ સાભળી બને પછી છૂટા થયા,
ઓ ભાઇ ! આ મગળ સમય હર્ષાશ્રુ આખેથી વહ્યા

* * * * * * *

આભાર એ **અવનીશનો** ! **મુંબાઈ** ક્ષેમકુશળ ગયા,
ઘર એક સાધારણ લઇ ભાડે અમે બન્ને રહ્યા
એ નિત્ય નોકરીએ જતા હું રાંધતી, ખવડાવતી,
વિધવા હવે નહીં ! એક હું શૃંગારસજ સધવા હતી

મ્હાગ જવાથી સાસરે ! એ કલ્પના માની ગઇ,"
'ન્હાસી ગઇ'તી એક વેળા મહીઅરે તેમજ ગઇ"
રે ! પત્ર લખવા ! શોધ કરવા ! કોઇએ શ્રમ ના લીધો,
એ કર્મદેવે ! ભેદ મ્હારો આ છૂપો ઢાંકી દીધો

એ યુવકના કે'વા થકી શૃંગાર મ્હે ધાર્યાં હતા,
કર કંકણે ને ચંદ્રકે હૈયું નયન, ઠાર્યાં હતા
ખટમાસ એવે વહી ગયા ને પત્ર આવ્યો એક દી,
જેમાં જરૂરી કામસર ! તેઓ હતા મ્હારા પતિ

મુજને કહ્યું "**લક્ષ્મી** ! પિતાનો પત્ર આવ્યો **કાશીથી**,
આજે રજા લઇને ગયા વિણુ ત્યાં હવે છટકો નથી
માટે મળી આવું પિતાને ત્યાં સુધી રે'જે અહીં,"
એવું કહી એ તો ગયા હું એકલી **મુંબઈ** રહી

અઠવાડીયું વીતી ગયું પણ નાથ ના પાછા ફર્યાં,
તવ ધૈર્ય છૂટયું, આંખથી ઓ ભાઇ ! આંસુડા ખર્યાં,
એવે પતિનો પત્ર આવ્યો દેખતાં રાજી થઇ,
પણ હાય ! ફોડી વાંચતા શુધ-સાન સૌ મ્હારી ગઇ

## — પત્ર —

**લક્ષ્મી અભાગીની**! હવે તુ આશ મ્હારી ત્યાગજે,
સ્વર્ગીય સ્વપ્નાથી હવે તુ હાથ ધોઇ નાખજે
લાચાર છુ હુ શુ કરૂ ? માતાપિતાનો ત્રાસ છે,
ત્હારો પતિ આ એમની પાસે ખરેખર ! દાસ છે

વિવાહ અહીયા થઇ ગયો છે, એકદમ માબાપથી,
મુબાઈ પાછા આવવા હમણા રજા મળતી નથી
જો કે ખરેખર ! દીલ મ્હારૂ એક ત્હારામાજ છે,
કિન્તુ સ્વતત્ર નથી ! હજુ ઘરમા પિતાનુ રાજ છે

પદર દિવસમા લગ્ન લેવા ! એ બધુ નકકી કર્યુ,
આજે વિમાસણ થાય ! **લક્ષ્મી** ! આપણે સાહસ કર્યુ
પગલુ અવિચારી ભર્યુ એને સહન કરવુ રહ્યુ,
કરવુજ પડશે છેવટે ! માબાપનુ મ્હારે કહ્યુ

સધવા તણો એ વેશ ઇચ્છે તો ઉતારી નાખજે,
કયા તો પછી કાયમ જીવનભર એજ પ્હેરી રાખજે
વૈધવ્યને પાછુ ગ્રહી સાદુ જીવન કયા ગાળજે,
કયાતો પુન કો અન્યના એ પ્રેમ–પથે વાળજે

લી૦ એક વખતના

ત્હારા **ભાનુના** છેલ્લા પ્રણામ

આ પત્ર વાચ્યો, વાચતા મ્હારૂ હૃદય ફૂટી ગયુ,
એવુ રડી કે આખમા જળબિન્દુ સરખુ ના રહ્યુ
શૃંગાર વસ્ત્રો સર્વ મ્હે સૌભાગ્યના ઊતારીયા,
નિશ્વાસ એ નીકળી ગયો, "સહુ ભાગ્ય પાસે હારીયા"

નિશ્ચય કર્યો મરવા તણો કપારી છૂટી હાય ! ત્યા,
જે પાપ કીધુ સાભર્યું ! મોજૂદ મ્હારા પેટમા.
**કાશી** જઇ આ પાપથી ચેતાવવા પ્રિય નાથને,
સમજી ! કદી સ્વીકારશે હતભાગીનીના હાથને

"મુજ પેટમાના બાળની જ્યા વાત સાભળશે પતિ,
નક્કી પિગળશે ! છેક તો ! નિષ્ઠૂર એવા એ નથી"
મરતા પ્રથમ ! મળવુ જઇ ! એ નિશ્ચયે આશાભરી,
હુ **આર્ય-વિધવા** વેશમા **કાશી** નગરમાં સચરી

આ ધર્મશાળામા અભાગીની છૂપાઇ ઊતરી,
સદેશ છૂપો કા'વીઓ કાગળ લખી હિમત કરી
જોયા તમે ન્હાસી જતા તે એજ આવ્યા રાતના,
પણ વખ્ત એ ! ન્હોતા રહ્યા પ્રેમી વિનોદી વાતના

હુ કરગરી ચરણે પડી બહુ બહુ રડી પણ નહી વળ્યુ,
અવલોકતા અહીયા મ્હને ઉલટુ હૃદય-એ ઊકળ્યુ
કરજોડી, પાલવ પાથર્યા પણ દીલ ના ભીનુ થયુ,
એ વ્હાલ! એ વિશ્વાસ ! ને એ વચન ! સહુ ! વિસરઈ ગયુ,

નિષ્ઠર બોલ્યા, ' લગ્ન મ્હારા તુર્તમા થાનાર છે,
આ દીલને આ હસ્ત ! સહુ અન્યત્ર સોપાનાર છે,
રે ! રે ! ચીરાતે કાળજે સયમ ધરી આગળ વધી,
" મગળ વધાઈ એક આપુ નાથ હુ જો તો કદી ! "

"પ્રિય ! આપના સસર્ગથી આ ગર્ભ છે મુજને રહ્યો,
ઈશ્વર કૃપાળુ આપના ઊપર પ્રભુ ! નક્કી થયો '
આ સાભળી એ ચોકીયા ક્ર્યા અરેરે ! શુ કહ્યુ,
' કર ગર્ભપાત ! અઘોર ' ! બધુ ! શુ પછી કે'વુ રહ્યુ ?

વિશ્વાસ મ્હે રાખ્યો હતો તેમાય હુ ખોટી પડી,
ને બાળહત્યા સાભળી કપી દીલે પુષ્કળ રડી
અફસોસ ! ક્યા હુ ? હાય ! આવે નીચ પથે ઊતરી ?
આખા જગતની આખમા કયા પાપીની ફોગટ ઠરી ?

આવી દશામા છોડીને નિષ્ઠૂર એ ન્હાસી ગયા,
ઓ ભાઈ ! આ સસારમા નહી કોઈ પણ મ્હારા થયા
કટાળી છુ ! આ કષ્ટથી નિશ્ચય હવે મરવા તણો,
સાચુ કહો ! આ લક્ષ્મીને પોતે તમે કેવી ગણો ?

* * * * * *

નિજ કર્મની કથની કહી ! એ દુખીની અટકી અહી,
મ્હારા દયાળુ દીલમા એ જીવનભર ખટકી રહી
નિર્દોષ ખાતર ! ન્યાયનો પોકાર દીલ કરી ઉઠ્યુ,
ઊભી કરી પ્રેમે કહ્યું " હે બ્હેન તુજ ભાવિ રુઠ્યુ,

" અપવિત્ર હો જગદ્રષ્ટિએ મુજ દ્રષ્ટિમાંહી પવિત્ર છે,
સંસારમાં આ આજથી કીશોર ત્હારો મિત્ર છે
શા માટ મરવું ? આવ ત્હારો ભાઈ ઉદ્ધારે ત્હને,
નિષ્ઠૂર હિન્દુ સમાજનો ડર દીલમાં છે નહિ મ્હને "

" બે ધર્મ–બંધુ–બ્હેન થઇને આપણે ફરશું બધે,
ઉદ્ધાર વિધવા તુજ સમીનો આજથી કરશું હવે
જેને સમાજ ન સંઘરે ! તે આપણે કર સાહીશું,
સહુ આર્ય વિધવા બ્હેનને સુપવિત્ર પ્રેમે ચાહીશું "

ઇતિહાસ મ્હે મ્હારો પછી વિસ્તારીને એને કહ્યો,
સંબોધી ધર્મ–ભગિનીથી અપવિત્ર કર પ્રેમે ગ્રહ્યો
જે જન્મથીજ અભાગિની લક્ષ્મી ! વિશુદ્ધ પવિત્ર છે,
આ હિન્દુના સંસારનું એ એક ચિત્ર–ચરિત્ર છે.

* * * *

લક્ષ્મી–કીશોરે પ્રેમથી આશ્રમ રચ્યો કાશી વિષે,
જ્યાં આર્ય–વિધવા નારના આદર્શ આજ હજુ દિસે
મિલ્કત પિતાની સર્વ વિધવાશ્રમ વિષે દઈ વાપરી,
નિજ જન્મની પૂરી કિશોરે ધન્ય ! સાર્થકતા કરી

એ બ્રહ્મ–બાળા લક્ષ્મીએ અહીં જન્મ પુત્રીને દીધો,
ને આર્ય વિધવા સેંકડોએ આશરો એનો લીધો
એ આર્ય–વિધવાશ્રમ ઉપર નિ:સ્વાર્થ બંધુ કિશોરથી,
' લક્ષ્મી ! ' લખાયું નામ ! જે વંચાય ચારે કોરથી.

## — કિશોર-વિધવાશ્રમ —




...... કહો . ... . ..

### પવિત્ર લક્ષ્મી ? કે પતિત લક્ષ્મી ?

રે ! આજ ! હિન્દુસમાજ ! વિધવા નારથી ભરપૂર છે,
વિધવાશ્રમોની હિન્દ દેશે ઠેર ઠેર જરૂર છે
વિધવા રઝળતી દેશમા પાકે પછી કયાથી સતી ?
વેશ્યા વધે દિન પર દિને એમા જરી ખોટુ નથી

કન્યા કુવામા નાખતા જ્ઞાતિ ન અટકાવી શકે,
વેચે સુતાને નિર્દયો તેને ન ન્યાત પૂછી શકે !
અફસોસ ! હિન્દુ કોમમા હિન્દુત્વ કાંઇ રહ્યુ નથી,
સમજાવજો પાછુ પ્રભો ! એ એક "પુષ્પ"ની વિનતી

### — સારાંશ —

સધવા રહે છે સાસુઓ વિધવા વહૂઓ થાય છે,
પુત્રી રડે ! માતા પતિથી મ્હાલતી દેખાય છે
મા જાય જમવા ન્યાતમા પુત્રી જુઓ ! ઘરમા જમે,
મા લાલ સાળુ પ્હેરતી કાળુ ધરી પુત્રી ભમે

એ શુ બતાવે છે? અરેરે! દેશની શી દુર્દશા?
કાળુ કલક સમાજને! ધિક્કાર ધાગ ન્યાતના
અફસોસ! હિન્દુ કોમમા બહુ બાળલગ્નો થાય છે,
નાદાન વિધવા બાલિકા! પ્રત્યેક ઘર દેખાય છે.

એ બાળલગ્નો! ને પુનર્લગ્નો પુરૂષો પરહરો,
સહુ એક પત્ની ને પતિવ્રત-ભાવના ઉરમા ભરો
ન્હાનો પતિ મ્હોટી પ્રિયા અણજુગતા જોડો નહી,
રે! દીકરીના દામ લેવા અધ થઇ દોડો નહી

* * * * *

માબાપ મૂકે વારસો સતાન કાજે શાપ છે,
બગડે બિચારા બાળકો એ બાપને શિર પાપ છે
દુર્લક્ષ દે ભણવા વિષે વિશ્વાસમા જ્યા વારસો,
ફૂછદમા દોરેછ એ મર્હુમ પિતાનો વારસો

કયાથી ખબર પ્રસ્વેદના બિન્દુ પડે ભેગો થતે,
સદ્ગુણ આપકમાઇનો એ વારસો ભૂલાવતો
આલસ્ય અગોમા ભરે, ચેતન હરે! બુદ્ધિ હરે,
ગુલ્તાન દુવ્યર્સને કરી કૂપથમા પગલા ભરે

રે! ઓ હિતૈષી તાત! મગળવાચ્છના સુતની ધરો,
તો ભાઈ! આપકમાઈના સાધન ઉરે એને ભરો
ગુણવાન ને વિદ્વાન! સાચા દાન! મ્હોટો વારસો,
એની નિકટ કૂબેરનો પણ તુચ્છ! ધનભડાર શો!

મ્હોટા **મહાજન શેઠીઆ**...ફરિયાદ મ્હારી નોધજો,
**બહુ બાળ વિધવાઓ** તણી આશિષના ભાગી થજો
સૂધારશો ધારા તમારી ન્યાતના તો કામના,
નહિ તો ! જીવ્યા ! જન્મ્યા, ગયા, શેઠો થયા તે નામના

માતા **"ગમન"** હુ પુત્ર...તુજ ત્હારી મ્હને સંભાળ છે,
**શ્રી શારદા દેવી** ! સદાનો તુજ **"બદામી"** બાળ છે
ધારા રચે રૂડા ! સુબુદ્ધિ ન્યાતીલાને (એ) પ્રેરજે,
વાચક ! તુયે વિધવા જુએ, તો એક આસુ વેરજે

* * * *



